# મહારાણા પ્રતાપ.



ક્ષત્રિના વીર્યની મૂર્તિ, કાળરૂપ ધરી ઉભી,
નમ્યાની વાત શીઆની, વિશ્વને તુચ્છકારતી !
(ક્ષાત્રપાળ, સર્ગ ૨.)

The Bombay Art Printing Works.

વેદ સનાતન ધર્મોત્તેજક મંડળ ગ્રંથાવળિ નં. ૧.

# ક્ષાત્રપાળ.

## મહારાણા પ્રતાપ.

( કાવ્ય ત્રણ સર્ગમાં. )

રચનાર
રા. મગનભાઈ ચતુરભાઇ પટેલ.
બી. એ. એલ. એલ. બી.

" આ દુનિયામાં સઘળું નાશવંત છે,
જમીનને દોલત સઘળું જતું રહેશે,
પણ મહાન્ પુરૂષના સદ્‌ગુણ હંમેશાં રહેશે. "
અકબરનો મુખ્ય સૂબો ખાનખાનાન.

પ્રસિદ્ધ કરનાર
વે સ. ધ. મંડળ.

ઇ. સ. ૧૯૦૮ સંવત ૧૯૬૫

અમદાવાદ ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ.

કિંમત ૩ આના.

# આમુખ.

## ૧

કોઈપણ પુસ્તકના વાંચનની શરૂઆત કરતાં પહેલાં એ પુસ્તકના વિષયનું સ્વરૂપ જાણવાની આવશ્યક્તા છે. આમુખ એ હેતુની ગરજ સારી આપે છે. પુસ્તક રચી પ્રસિદ્ધ કરવાનું શું પ્રયોજન છે, પુસ્તકનો વિષય કેવા પ્રકારનો છે, એ વિગેરેને કુંચીના રૂપમાં આમુખમાં–પ્રસ્તાવનામાં નિયોગ થાય છે. આવી રીતે નાના કે મોટા દરેક પુસ્તકને આમુખની જરૂર હોવાથી આ **ક્ષાત્રપાળ** નામના નાના કાવ્ય માટે પણ ભૂમિકા કરવી આવશ્યક છે.

આ કાવ્ય મેવાડના મહારાણા **ક્ષાત્રપાળ** પ્રતાપનું છે. ઇતિહાસના અભ્યાસીઓને આ નામ કોઇપણ રીતે અપરિચિત નહિ હોય. પણ સામાન્ય જનોને ખાતર અહિં કાંઈક તેનું જીવન વૃત્તાંત વર્ણવવું ઠીક ગણ્યું છે. ક્ષત્રિય જાતિ પૂર્વ કાળથી પોતાના અને અન્ય વર્ણોના સંરક્ષકપણામાટે પ્રસિદ્ધ છે. તે જાતિમાં મહારાણા **પ્રતાપ** જન્મ્યા હતા.

હિંદુસ્થાનમાં: રજપૂતસ્થાન શૌર્ય પરાક્રમમાં કેવું હતું તે સુપ્રસિદ્ધ છે. તે રજપુતસ્થાનને માટે કહેતાં ટૉડ ગ્રંથકાર લખે છે કેઃ—" રજપૂતસ્થાનનું એકપણ નાનું રાજ્ય દેહની સ્વતંત્રતા સારૂ થર્માપિલીના જેવી લડાઇ ન લડયું હોય તેવું નથી. એકપણ શહેર તેવું નથી કે જેણે થર્માપિલીની લડાઇ લડનાર લીઓનીડાસના જેવા પ્રતાપી યોદ્ધાને જન્મ નથી આપ્યો. " અને રજપૂ-

તસ્થાનમાં શૌર્ય પરાક્રમમાં મેવાડ તો એક અલૌકિકજ ભૂમિ નીવડી છે. ત્યાં દરેક જણ સ્વદેશાભિમાનથી મસ્ત રહેતો હતો. પૂર્વજના પરાક્રમના તથા ક્ષત્રિય ધર્મના રણકારા વારંવાર તેમને સ્વદેશાભિમાનના મંત્રની સ્મૃતિ આપતા હતા. સમસ્ત ભારતવર્ષમાં એજ એકલી સ્વતંત્રતાની ગૌરવવાળી ભૂમિ છે. જાણે કે હિંદુપ્રજાત્વનું બીજ સાચવી રાખવા માટે સ્વતંત્રતા દેવીએ તે મેવાડ ભૂમિને પોતાના નિવાસસ્થાન તરીકે પસંદ કરી ન હોય ! અને ખરેખર તેમજ બન્યું છે. પોતાની ભૌતિક સમૃદ્ધિ તથા દેહ નાશ પામે તો ભલે, પણ સ્વતંત્રતા તજી પરતંત્રતાનું છત્ર કદી કોઇએ પસંદ કર્યું નથી. તે ભૂમિ સ્વતંત્રતા દેવીનું તીર્થસ્થાન છે. ત્યાં તે સ્વતંત્રતા દેવીના અનેક પ્રવીર ભકતો થઇ ગયા છે. જન્મભૂમિ માટે જાતિ ભોગ તો ત્યાંના બાળકોનો વારસો હતો.

પ્રતાપી પુણ્યાત્મા સૂર્યવંશી રામચંદ્રજી ક્ષાત્રપાળ પ્રતાપના મૂળ પુરૂષ છે. રામચંદ્રજીના પુત્ર લવે લવકુટમાં ( લાહોરમાં ) પોતાની રાજ્યગાદી સ્થાપી. તેનો ૬૩ મો વંશજ કુનકસેન થયો. તેણે સૌરાષ્ટ્રમાં ગાદી સ્થાપી. તેનાથી ૪ થી પહેડીએ વિજયસેન નામના વીર પુરૂષે પોતાના પરાક્રમની સાથે વલ્લભીપુર શહેર વસાવી વલ્લભીશક શરૂ કર્યો એમ કહેવાય છે ( ઈ૦ સ૦ ૩૨૯ ). તેની ૭ મી પેઢીએ શિલાદિત્ય નામનો રાજા થયો. યવનોએ તેના રાજ્ય ઉપર ચડાઇ કરી તે રાજાને મારી નાખ્યો ( ઈ૦ સ૦ ૫૨૪ ). તેની રાણી પુષ્પવતી કે જે ગર્ભવંતી હતી, અને જે ચંદ્રાવતી નગરીના પ્રમાર રાજાની પુત્રી થાય તે તે અરસામાં અંબાભવાનીની યાત્રાએ ગઈ હતી. પોતાના પતિની માઠી ખબર સાંભળી તે

પોતાના ગામ તરફ આવતી હતી, ત્યાં માળીઆના ડુંગરામાં તેને પુત્ર પ્રાપ્તિ થઇ. તે પુત્રને વડનગરની એક **કમળાવતી** નામની બ્રાહ્મણીને સોંપી તે પતિપરાયણ સ્ત્રી **સતી** થઇ. **કમળાવતીએ** તે **બાળકને ઉછેર્યો.** તે બાળક ડુંગરાની ગુહામાં **જન્મો હતો** તેથી તેને **ગોહાના** નામથી બોલાવવામાં આવતો હતો. તે આગળ જતાં પરાક્રમી **નીવડી** ભીલોનો **સરદાર** બની **ઈડરનો** રાજા બન્યો હતો. અને ત્યાંથી એ વંશ **ઘેલોટના** નામથી ઓળખાવા લાગ્યો. તેની ૮ મી **પેઢીએ નાગાદિત્ય** નામનો રાજા થયો. તે શિકાર કરવા જતો હતો તેવામાં કોઇએ તેને મારી નાખ્યો. **કમળાવતી** કે જે **ગોહાને** ઉછેરનાર બાઇ હતી તેના વંશજ રાજ્ય **આશ્રયથી ઇડરમાં** રહેતા હતા તેમાંના એક જણે રાજ્ય ભક્તિથી **નાગાદિત્યનો** એક ત્રણ વર્ષનો પુત્ર કે જેને **બાપા બાપા** કહી તે બોલાવતા હતા, અને જે આગળ જતાં એજ નામથી પ્રસિદ્ધ રાજ્યગાદી સ્થાપનાર થાય છે, તેને ઈડરમાંથી છુપી રીતે **ભાંડીરના** કીલ્લામાં લઈ જઈ એક યદુવંશી ભીલને સોંપ્યો હતો. પાછો તેને ત્યાંથી **પારાસરના** જંગલમાં લઈ જવામાં આવ્યો. અહિં **નાગદા** જે **ઉદેપુરથી** દશ મૈલ ઉપર આવેલું છે. તેના આસપાસના રાનમાં **બાપાએ** પોતાનું બાલ્ય જીવન ગાળ્યું. યુવાવસ્થામાં આવતાં તેણે આસપાસથી કેટલુંક લસ્કર ભેગું કરી **ચીતોડના મોરીરાજ** ઉપર ચડાઈ કરી. તે રાજાને હરાવી ત્યાં તેણે પોતાની આણ વર્તાવી, અને **હિંદુસૂર્ય, ચક્રવર્તી** એવાં નામ ધારણ કર્યાં. **ઇ. સ.** ૭૨૮ માં આવી રીતે **બાપારાવળે** આ વંશની મેવાડ ભૂમિ વિશે ચીતોડમાં રાજ્યની સ્થાપના કરી. આ

બાપા રાવળ મહાપરાક્રમી શૂરવીર રાજા હતો. તેણે મેવાડમાં ૩૬ વર્ષ સુધી રાજ્ય કરી ઇરાન તરફ ધસારો કર્યો. આ ગાદી ઉપર ઘણા ઘણા રણધીર પ્રતાપી પુરૂષો થઇ ગયા છે. યવનોએ આ વંશની સ્વતંત્રતા છીનવી લેવાને બહુ બહુ યત્ન કર્યા છે. પરંતુ આ મેવાડના સ્વદેશાભિમાન રાજપુત્રો આગળ તેમનું કશું ચાલ્યું નથી. અને આ વંશ કેવળ ગર્વભર્યો વિશુદ્ધ રહી શકયો છે. ખુમાણ કે જેનો પરાક્રમને લીધે રાસડો જોડાયો છે તે આજ ગાદી ઉપર રાજ્ય કરી ગયો છે. દિલ્હીના પ્રખ્યાત પૃથિવીરાજની બહેન વેરે લગ્ન કરનાર સમરસિંહ પણ આ મેવાડની ગાદીને શોભાવી ગયો છે. તે પૃથિવીરાજની વ્હારે ચડતાં યુદ્ધમાં ત્રીજે દહાડે પડયો હતો. ત્યારપછી તે ગાદીએ તેની રાણી કરમદેવીએ બાળ રાજા કરણને બેસાડી તેની આણ વર્તાવી હતી. તેવામાં કુતુબુદ્દીન તે રાજ્ય ઉપર ચડી આવ્યો. તે વીરાંગના કરમદેવી તેના સામું લશ્કર લઇ પોતાની પવિત્ર ભૂમિનું રક્ષણ કરવા યુદ્ધે ચડી. આંબેર આગળ તે ક્ષત્રાણીએ દુશ્મનને જખમી કરી હરાવ્યો. આજ રાજ્યમાં રહપ જેવો મહા યોદ્ધો થઇ ગયો છે. ગીત ગોવિંદની ટીકા લખનાર કુંભારાણા જેવો પરાક્રમી ધર્મવીર પણ આજ મેવાડમાં થઇ ગયો છે. મીરાંબાઈ જેવી પરમ સાધ્વી સ્ત્રી પણ આજ રાજ્યને વિભૂષિત કરી ગઈ છે. કેવળ પોતાના બાહુબળ ઉપર ઝઝુમનાર હમીર જેવો પ્રવીર પણ આ સ્વતંત્રતાની ગાદી ઉપર આવી ગયો છે. પોતાની જન્મભૂમિના રક્ષણ કરવાને અર્થે પોતાના શરીર ઉપર ભાલા તથા તરવારોના એંશી જખમોને ધારણ કરનાર અને માળવાના રાજાઓની સામે મોટી મોટી ૧૮

લડાઇઓમાં જીત મેળવનાર સંગ્રામસિંહ આજ વંશાવળીને કીર્તિવંત કરી ગયો છે. આ કાવ્યનો નાયક ક્ષાત્રપાળ પ્રતાપ પણ આજ પુનિત વંશાવળીમાં જન્મ્યો હતો. મેવાડમાં ઘણાય ઉત્તમ પંક્તિના રાણા થઇ ગયા છે, પણ આતો એ સર્વેમાં એક 'ક્ષત્રિયના વીર્યની મૂર્તિ' જ હતી.

કોઇ પણ પુરૂષના જીવનની ઉત્કૃષ્ટતા, તેના આત્માનું ઉચ્ચગામીપણું તેનાપર પડતી વિપત્તિની ઝડીઓમાં જણાઇ આવે છે. ગમે એટલા દુઃખ પડે, આખું વિશ્વ કદાચ એક વખત આપત્તિમય થઇ પડે છતાં મહાનુભાવ મહાન્ પુરૂષનું હૃદયબળ, આત્માના ઉચ્ચ ભાવો તેના તે રહેવાના, બલ્કે આવા પ્રસંગે તે વિશેષ ઉત્તેજીત થવાના. ખરેખર દુઃખ એ મહાન્ પુરૂષના આત્માની ઉચ્ચતાના આવિર્ભાવનું જન્મ સ્થાન છે. ' **आपद्गतः खलु महाशय चक्रवर्ती, विस्तारयत्यकृत पूर्वमुदारभावम् ।** ' આપદામાં આવી પડતાં ખરેખર મહાશય ચક્રવર્તી પહેલા કદી નહિ પ્રગટાવેલા એવા પોતાના આત્માના ઉદાર ભાવોને વિસ્તારે છે.' મહારાણા પ્રતાપને પોતાના પિતાનું રાજ્ય નહિ જેવું હતું, તેને પિતાં તરફથી રાજ્યનો વારસો નહિ પણ રણક્ષેત્રનો વારસો મળ્યો હતો. સકતસિંહ નામનો પોતાનો બંધુ સરખો પણ હિંદુત્વનો ટેક છોડી સામા પક્ષમાં ભળ્યો હતો. બુંદી શિવાયના રાજ્યસ્થાનના હરેક રાજ્યો કાર્ય કુશળ અકબરની જાળમાં ફસાઇ ગયા હતા. પોતાના રાજ્યને સુદૃઢ કરવા સગાઇના તંતુથી બાંધવા ધારેલા પ્રજારક્ષક નરપતિઓને અકબરે પોતાની વ્યૂહ રચનાથી આંતરી લીધા હતા. હિંદુ પ્રજાના ધુરંધર રજપુત રાજાઓએ પોતાનો

ટેક છોડી લોભથી લલચાઇ અકબર બાદશાહના કુળમાં પોતાની કન્યાઓ આપી; અને એના રાજ્ય મંડપના સ્તંભ બન્યા. જાતિ ગૌરવને સમજનાર પ્રતાપ સામા પક્ષના સબળ પ્રપંચથી અતિ કઢંગી સ્થિતિમાં આવી પડ્યો. પોતાના હિંદુગૌરવને સાચવવા માટે એને હૃદયમાં રાત્રિ દિવસ સાલવા લાગ્યું. છેવટે તેણે પોતાની રાજ્યશ્રીની રમણીય વાટિકાને છિન્ન ભિન્ન કરી અરવલ્લી પર્વતની ખાણોમાં રહેવાનું નક્કી કર્યું. યથાર્થ પ્રજાત્વને સમજનાર પોતાની પ્રજાને પણ પોતાની સાથે જંગલમાં વસવાનું ફરમાવ્યું. રાજા પ્રજા બન્ને જંગલમાં વસવા લાગ્યા. હિંદુત્વના રક્ષણને માટે વનવાસ લીધો.

દરેક રજપૂત રાજા અકબરને વશ થયા પણ આ ટેકધારી પ્રતાપ પોતાને તાબે ન થએલો હોવાને લીધે રાજ્યરચનામાં તેને તે કંટક સમાન સાલતો હતો. એવામાં અંબરનો રાજા માનસિંગ સોલાપુરની જીત મેળવી દિલ્હી તરફ જતો હતો. તેને મેમાનગતને બહાને પ્રતાપે પોતાને ત્યાં આમંત્ર્યો. તે આમંત્રણ સ્વીકારી માનસિંગ પ્રતાપને ત્યાં આવ્યો. તેને ઘટતો આવકાર આપી તેને માટે ભોજન તૈયાર કરાવી પોતાના પુત્ર અમરસિંહને ભોજન વખતે તેનું આતિથ્ય કરવાનું કહી પ્રતાપ પોતે ત્યાં હાજર ન રહેતા બીજે સ્થાને ગયો. માનસિંગ ભોજન કરવા બેઠો ત્યાં કુમાર અમરસિંહનેજ નિહાળી તેને પુછ્યું કે 'રાણાજી કેમ અહિં જણાતા નથી?' તેના જવાબમાં કુમારે જણાવ્યું કે 'રાણાજીનું માથું દુઃખે છે તેથી તેઓ અહિં આવી શકયા નથી પણ આપ નિરાંતે ભોજન કરો.' માનસિંગે કહ્યું 'હું તેમનું માથું દુઃખવાનું

કારણ સમજી ગયો છું પણ રાણાજીને કહો કે ભૂલ થઈ તે હવે કદી સુધરવાની નથી. જો રાણાજી મારી સાથે નહિ બેસે તો હું જમવાનો નથી.' હવે બીજું કાંઈ કહેવાનુ બાકી ન રેવાથી કુમારે ખુલ્લું જણાવી દીધું કે 'તમારી જોડે રાણાજી જમનાર નથી.' આથી માનસિંગ ક્રોધાવેશમાં ત્યાંથી ઉઠી નીકળ્યો; અને ત્યાંથી જતી વખત પ્રતાપનો ગર્વ ઉતારવાનું જણાવતો ગયો. અહિંથી પ્રતાપની ખરી આપત્તિનું બીજ રોપાયું. માનસિંગે દિલ્લી જઈ અકબરને ઉપરની બીના જણાવી ઉશ્કેર્યો અને પાટવીકુંવર સલીમની સરદારી નીચે જબરૂ સૈન્ય એકઠું કરાવી તેને પ્રતાપની સામે મોકલવામાં આવ્યું. પ્રતાપને આની ખબર પડતાં પોતાના આત્મબળ ઉપર નિષ્ઠા રાખી પોતાનું નાનુ સરખું પણ વીરરસથી ભરેલા બાવીશ હજાર રજપૂતોનું સૈન્ય એકઠું કરી હલદીઘાટના ડુંગરાઓમાં તેની વ્યૂહરચના કરી. પ્રતાપી પ્રતાપના જીવનને અમર કરનાર આ હલદીઘાટનું યુદ્ધ આરંભાયું. ભૂખ્યા સિંહોની માફક રજપૂતો મુગલો ઉપર તુટી પડયા. વીર પ્રતાપ જાતે સૈન્યને મોખરે રહી સ્વદેશભક્તિના ઉછળતા લોહીથી મત્ત ગજેંદ્રની માફક ઘૂમવા લાગ્યો. સામ સામા હજારોના સંહાર થયા. મુગલોએ પણ કંઇ બાકી રાખી નહિ. પ્રતાપ માનસિંગને રણ યુદ્ધનો સ્વાદ ચખાડવા શોધતો હતો, પણ તે કયાંએ જણાયો નહિ. આખરે છેડાયલા પ્રતાપે મુગલ લશ્કરના વચમાં પડી સલીમ ઉપર ધસારો કર્યો. હાથીના માવતને તથા સલીમના રક્ષકોને તેણે ઠાર કરી નાખ્યા, અને સલીમના હાથી ઉપર પોતાનો ઘોડો ઠેકાવી સલીમ ઉપર પ્રતાપે પોતાનો તીક્ષ્ણ ભાલો ઉગામ્યો. આ

વખતે સલીમે જો મજબુત બકતર પહેરેલું નહોત તો તે હતો ન હતો થઇ જાત; પણ સદ્ભાગ્યે તે બચી ગયો. અને ત્યાંથી નાશી છુટયો. સલીમના માણસો જીવ ઉપર આવી ગયા; અને તેઓએ પ્રતાપને ઘેરી લીધો. આવે વખતે પણ પ્રતાપને માથે છત્ર ધરેલુંજ રહેતું હતું તેથી તરત તે ઓળખાઇ જતો હતો. પ્રતાપનું જીવન આ વખતે ખરેખર જોખમમાં હતું, તેવામાં રજપૂત વીર સાદરીના ઝાલા રાજા માનસિંગે મેવાડનું રાજછત્ર પોતાને માથે ધરાવી હિંદુ-ગૌરવરક્ષક પ્રતાપને ત્યાંથી સમજાવી ખસેડી મૂકયો; અને રજપૂત સૈન્યની સરદારી પોતે લીધી. ત્યાં ક્ષાત્રપાળ પ્રતાપને અર્થે રણક્ષેત્રમાં બહાદૂરીથી લડતાં લડતાં તે રાજ્યભકત માનસિંગે સ્વાત્મભોગનો દાખલો બેસારી પોતાનો પ્રાણ છોડયો. પ્રતાપ ત્યાંથી પોતાના મિત્રની સલાહ પ્રમાણે ભવિષ્યમાં પોતાની ભૂમિનું રક્ષણ કરવા માટે ચૈતક ઉપર એકલો પાછો ફર્યો. પ્રતાપના મુઠીભર લશ્કરનો લગભગ સંહાર થવાથી તેની આ વખતે હાર થઇ; અને મુગલો વિજયી પતાકા ફરકાવતા પાછા ફર્યા. પણ પ્રતાપ પકડાયો નહિ તેથી તેના સંબંધમાં તે લોકોના હૃદયમાં સાલ તો કાયમ જ રહ્યું.

પ્રતાપસિંહ ચૈતક ઘોડાપર બેશી આગળ ચાલ્યો જતો હતો તેવામાં તેને મારી નાંખવા બે મુગલ સીપાઇઓ તેની પાછળ લાગ્યા હતા. વચમાં એક નાની નદી આવી તે નદીને ચૈતક ઠેકી પેલે પાર ન ગયો હોત તો તે મુગલ સીપાઇઓ પ્રતાપને ઠાર કરત. વળી પોતાના બંધુ પ્રતાપની હાર થએલી જોઇ દિલમાં લાગી આવવાથી તેનો બંધુ સકતસિંહ જે પાછળ પાછળ ચાલ્યો આવતો હતો તેણે પેલા મુગલ સીપાઇઓને મારી નાંખ્યા; અને પ્રતા-

પને બચાવી લીધો. આ ઠેકાણે બન્ને બંધુઓ પ્રેમથી ભેટી પડયા. નિમકહલાલ ચૈતક ઘોડો ઘાયલ થએલો હોવાનેલીધે વીર પ્રતાપની આટલી સેવા બજાવી તે આ ઠેકાણે ધરણી ઢળ્યો; તે ઠેકાણે આગળ ઉપર તેનો ચોતરો બાંધવામાં આવ્યો. ઘોડા વગરના થએલા પ્રતાપને પોતાનો ઘોડો આપી વખત આવે આગળ ઉપર મળવાનું જણાવી પેલા મુગલ સીપાઇના ઘોડા ઉપર પોતે સ્વાર થઇ સકતસિંહ સલિમ પાસે ગયો. ત્યાર પછી તે પોતાના ભાઈ પ્રતાપને આગળ ઉપર આવી મળ્યો હતો.

ઉપરા ઉપરી લાગ મેળવી પ્રતાપને તાબે કરાવવાને એના ઉપર લશ્કર મોકલી ચડાઈયો કરવામાં આવી હતી. પ્રતાપ તદ્દન સાધન વિનાનો થઇ ગયો હતો. એના વખાનો પાર રહ્યો નહોતો. આપણે આટલેથીજ અટકીશું કારણ કે અહિથી આગળ ઉપર શું થાય છે એ બધું આ કાવ્યમાં રસભરી વાણીમાં આવતું હોવાથી નકામું તેનું તે લખવું ઉચિત નથી. આ કાવ્યના ટુંક સારાંશમાં પણ તેની ટુંક હકીકત આપેલી છે, તે વાંચકે કૃપા કરી વાંચી લેવી.

## ૨

ઇંદ્રિયોની વૃત્તિઓના સંયમથી તે વંશના યોગી પણ કહેવાય છે. ગમે તે કાર્યમાં ગમે તે વર્ણાશ્રમમાં ગમે તે યુગમાં ઉચ્ચાશયી મનુષ્ય પોતાનો પ્રભાવ બતાવ્યા વગર રહેતો નથી. પોતાની ગણાતી પ્રજાનું સંરક્ષકપણાનું સ્થાન—રાજ્યગાદી—પ્રાપ્ત કરી વીર પ્રતાપે

વાસ્તવિક ક્ષત્રિય ધર્મને અનુસરવા માંડયો. પોતાના પિતાના વખતમાં પોતાની પ્રજા જે છત્રવિહીન થઇ ગઇ હતી તેને પાછી પોતાના સંરક્ષક છત્ર નીચે આણવા માટે તેણે પ્રતિજ્ઞા લીધી–દીક્ષા લીધી. તે દીક્ષા ઘણી ઉત્કટ છતાં વિકટ હતી. સમય ઘણો બારીક હતો. રાજ્ય લોભથી મુસલમાની રાજ્યોનાં વાંદળા વારંવાર સમસ્ત ભારત ઉપર ચઢી આવતાં હતાં. કોઇ વ્યક્તિ કે સમષ્ટિની સ્વતંત્રતા જળવાવી ઘણી અશક્ય હતી. છે તેને સંરક્ષકપણાના ધર્મથી જાળવી રાખવું તથા પોતાના કબજામાંથી ગએલાને તેજ ધર્મથી પાછું મેળવવા યત્ન કરવો; અને કોઇપણ વસ્તુના લોભથી અને અહંત્વથી જંગલના દવની માફક ઉઠેલી વૃત્તિની મર્યાદા ન રાખતાં અન્યના અસ્તિત્વનો વિનાશ કરતાં વધારે ને વધારે તે વસ્તુ મેળવવા મથવું, એ બેમાં ઘણો ફરક છે. મહાત્મા ક્ષાત્રપાળ પ્રતાપનું જીવનયુદ્ધ, છે તેને સંરક્ષકપણાના ધર્મથી જાળવી રાખવા માટેનું તથા હતું તેને પોતાના સંરક્ષકપણા નીચે પાછું લાવવા માટેનું હતું. પોતાની તથા પોતાની ગણાતી રાજ્ય અંગના અવયવો રૂપી પ્રજાની સ્વતંત્રતા ટકાવી રાખવા માટેનું તે યુદ્ધ હતું; અને બધાને દબાવી તેમની સ્વતંત્રતા છીનવી તેમના ઉપર પોતાના અહંત્વનું સામ્રાજ્ય સ્થાપવા માટેનું દિલ્લીપતિ અકબરનું યુદ્ધ હતું. ક્ષાત્રપાળ મહારાણા પ્રતાપ અને દિલ્લીનરેશ અકબર એ બન્નેની જીવન રેખા ચિત્રી જોઈશું તો ઉપર દર્શાવેલા મુદ્દા એમના જીવનની પ્રવૃત્તિના ચાલક તત્વો રૂપે જણાશે. સર્વેને પોતાની છાયા નીચે લાવવા બધાના હૃદય પોતાની તરફ ખેંચવાની રાજ્યતંત્રની નીતિ નિપુણતા અકબરમાં વિશેષ હતી એ સૌ કોઇ

કબુલ કરશે; પણ તેની સાથે ક્ષાત્રપાળ પ્રતાપની સાથેનું તેનું વર્તન જોતાં જરી પણ નહિ લચનારા એકાદા વૃક્ષને પણ તે વૃક્ષ-નો વિનાશ થતાંય તેને લચાવવાના જેવો દુરાગ્રહ તેનો હતો એ પણ આપણને કબુલ કર્યા વગર ચાલે એમ નથી.

ક્ષાત્રપાળ પ્રતાપના અંગે અંગમાં, રગેરગમાં, તેમાં વહેતા રક્તના દરેક પરમાણુંમાં સ્વતંત્રતાનો ધ્વનિ ગર્જી રહ્યો હતો. સ્વતંત્રતાનો તે પરમ પૂજારી હતો, કેવળ સ્વતંત્રતાને માટે તેણે યુદ્ધ શરૂ કર્યું હતું, અને તે યુદ્ધ કેવળ સ્વતંત્રતામાંજ લય પામ્યું હતું. પ્રજાત્વનો તે બરાબર મર્મ સમજ્યો હતો; અને તેના સંર-ક્ષણને ખાતરજ તેણે વિકટપણે આખું જીવન આરંભેલા મહા યજ્ઞમાં હોમ્યું હતું. શુળીએ ચડતાં છતાં પણ 'અનલ હક, અનલ હક' ના મંત્રનું ઉચ્ચારણ કરનાર સુફીઝમના જ્ઞાતા મહાત્મા મસ્તાન મનસુરની માફક હલદીઘાટના યુદ્ધના કટાકટીના વખતમાં પણ 'મ્હારી જન્મભૂમિ,' 'મ્હારી જન્મભૂમિ' એવું દિવ્ય નામ સ્મરણ કરતાં મહાત્મા ક્ષાત્રપાળ પ્રતાપ જરી અટક્યો નથી. સ્વદેશ ભક્તિની પરાકાષ્ટાએ તે પહોચ્યો હતો '**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते**' ॥ 'ધર્મરૂપ ગણાતા યુદ્ધ શિ-વાય ક્ષત્રિયનું શ્રેય નથી.' કર્મ યોગીશ્વર શ્રીકૃષ્ણના આ વાક્યોને તેણે બરાબર વ્યવહારમાં મૂક્યાં હતા.

ઉમદામાં ઉમદી ચીજ જગતમાં સ્વતંત્રતા છે. અને તે સ્વતંત્રતાનું હૃદય તે ટેક છે. સ્વતંત્રતાની લડતના શિક્ષણ વગર કોઇ પણ મનુષ્ય કે પ્રજા છિન્ન ભિન્ન થઇ જાય છે.

સ્વતંત્રતા એ શબ્દ ઘણો મધુરો હોઇ તેનો પરિપાક પણ ઘણો મધુરો છે. સ્વતંત્રતા અને પ્રજાત્વની લડતને ખાતર ટેક એ ક્ષાત્ર પાળ પ્રતાપના જીવનનું હૃદય હતું. એ સ્વતંત્રતા અને એ ટેકના અભાવે માધ્યમિક કાળથી ભારત વર્ષે અવદશા ભોગવી છે. પોતાનું રક્ષણ કરવું એ દરેક વ્યક્તિ અને દરેક પ્રજાનો ધર્મ છે. કુદરત પોતાના ભંડારમાંની વસ્તુઓની બક્ષિસ કરતી વખતે જ તેના સંરક્ષણને માટે પણ પાઠ શિખવાનું કહે છે. પણ તે ન સમજતા તેનાથી બહિર્મુખ રહેતાં આપણે કુદરતના બાળક છતાં અવદશાને પાત્ર થઇએ છીએ. પોતાની સ્વતંત્રતા જાળવવી, સંરક્ષણ કરવું એ કુદરતનો અચળ નિયમ છે. આ નિયમને ચૂકતાં આપણે અવદશા અનુભવી છે. જે જે દેશમાં એ નિયમનું ઉલ્લંઘન થયું છે તે તે દેશે તેનું વિપરિત પરિણામ શોષ્યું છે. માધ્યમિક કાળની અવ્યવસ્થાના વખતમાં ગણ્યા ગાંઠ્યા આ મર્મને સમજનારા વીરપુરૂષો આવિર્ભાવ પામ્યા હતા. વખત પ્રતિકૂળ હતો છતાં વસ્તુ સ્થિતિનો એકદમ વિનાશ થતો અટકાવવાને તેમનું અસ્તિત્વ ઘણું જરૂરનું હતું. તેઓ હિંદુ પ્રજાત્વને નષ્ટ થતા અટકાવનાર કુદરતના સહાયક હતા. વસ્તુસ્થિતિની અનુકૂળતા નહિ હોવાથી ભવિષ્યની સૃષ્ટિને માટે પોતાના ઉજ્જ્વળ જીવનનો દાખલો બેસારી ગયા છે. જાતિભોગના મહાયજ્ઞ મંડળમાં તેઓ વિરાજી ગયા છે.

હાલ ભારતવર્ષનો નવીન કાળનો આરંભ છે. એજ ભારતવર્ષ ઉજ્જ્વળ નવીન સામગ્રીઓ સાથે પુનર્જન્મ પામ્યું છે. તેના ઉત્કૃષ્ટ જીવન માટે સર્વે દિશાઓમાં અનેક પ્રવૃત્તિઓ થઇ

રહી છે. આ અરસામાં શુભ સંસ્કારો ફેલાવવા શુભ સ્મૃતિઓ આપવી એ ઘણું વાંચ્છનિય છે, કે જેથી **બાળ ભારત** ભવિષ્યમાં દિવ્યકળાઓ સાથે વૃદ્ધિ પામી શકે. આ લઘુ કાવ્ય પ્રસિદ્ધ કરવાનું પ્રયોજન તે આજ છે.

આ કાવ્ય નાનું છતાં તેની મહત્તા વિશેષ છે. આ કાવ્યનો નાયક સર્વેને આદર્શ રૂપ છે. તેનો વિષય નવનીત સમાન છે. તે નાયકના જીવનનો નિચોડ છે. દરેક મનુષ્યને જીવનમાં એક વખત પણ ખરેખરી કસોટીનો વખત આવી જાય છે—પરીક્ષાનો વખત આવી જાય છે. આ કાવ્યનો વિષય તે નાયકના જીવનની પરીક્ષાનો વખત છે. હિંદુ હો કે મુસલમાન હો કે પછી કેવળ વિજાતિ ગણાતા અંગ્રેજ હો, એ દરેકને આ ઉદાત્ત નાયકનું પરીક્ષિત જીવન બોધપ્રદ છે. ત્યાં સ્વજાતિ વિજાતિનો, ધર્મ સંપ્રદાયનો કે સ્વાર્થનો વિલય થઇ જાય છે.

વીરરસાત્મક કાવ્યની ગુર્જર પ્રજામાં ઘણી ખોટ છે, તેથી આ કાવ્ય લોકોને આદરણીય થઇ પડશે એવી આશા છે. પ્રજાત્વના બંધારણમાં અને સ્વતંત્રતાની ઉપાસનામાં શુદ્ધ વીરરસ ઘણો ઉપયોગી છે. દૈવી ગુણો શિવાય પ્રજાનું બંધારણ થવું અશક્ય છે; દૈવી ગુણોજ પ્રજાનો વિજય કરે છે. ચરિત્ર એ પ્રજાનો આત્મા છે ત્યારે વીરરસ એ પ્રજાનો પ્રાણ વાયુ છે. શુદ્ધ પ્રાણ વાયુની શારીરીક સુસ્થિતિમાં કેટલી જરૂર છે તે અને તેની ગેર હાજરીથી શરીર કેવું અવ્યવસ્થિત થઈ જાય છે તે સર્વેના જાણવામાં છે. એજ શુદ્ધ વીરરસ પ્રાણ વાયુ વિના ભારત વર્ષની પ્રજાનું

બંધારણ ક્ષીણ, નિસ્તેજ અને વ્યાધિ ગ્રસ્ત થઈ ગયું છે. શુધ્ધ વીરરસ એ પ્રજાને આરોગ્યતા, સ્ફૂર્તિ, બળ અને પુરૂષત્વ–મર્દામી આપે છે; અને એજ સ્વતંત્રતાની ભાવના ઉત્પન્ન કરે છે; અને એથી એજ દરેક પ્રજાને પોત પોતાના પગ ઉપર ઉભતાં શિખવે છે. તેમજ મુખ્યત્વે કરી આ નવીન યુગનો આરંભ છે. સિસ્ટર નિવેદિતાના શબ્દોમાં કહીએ તો:—

"We must remember that education in India has been dominated for 1500 years by the ideals of the Brahmin. It is now to be dominated by those of the Kshatriya. Ishwara is now Vireshwara–Lord of Heroes." આપણે યાદ રાખવું જોઇએ કે ૧૫૦૦ વર્ષોથી ભારતવર્ષની પ્રજાની કેળવણી ઉપર બ્રાહ્મણોના વિચારનું આધિપત્ય ચાલ્યું આવે છે, પણ હવેની પ્રજાની કેળવણી ઉપર ક્ષત્રિયના વિચારનું આધિપત્ય જરૂરનું છે. હાલના યુગનો અધિષ્ટાતા ઇશ્વર, શૂરવીરોનો પતિ વીરેશ્વર છે." તે યુગમાં ભારતવર્ષની પ્રજાની સંતતિની જીવન કળામાં તે વીરેશ્વરના પરમ ભક્ત વીર ક્ષાત્રપાળ પ્રતાપનું જીવનાંમૃત સિંચવું અમે ઉત્તમ ગણ્યું છે.

૩

આ કાવ્ય ત્રણ સર્ગમાં વ્હેંચાયલું છે. પહેલા સર્ગમાં સ્વતંત્રતા રક્ષણને અર્થે દુઃખની પરાકાષ્ટામાં આવી પડેલા નાયકની સ્થિતિ ચિતરવામાં આવી છે; 'દુઃખની ઝડીઓનું' વર્ણન છે.

અકબર, મહારાણા પ્રતાપની સ્વતંત્રતા છીનવી પોતાના સાર્વભૌમ્ય નિચે તેને લાવવા માટે ઉપરા ઉપરી દળ મોકલી તેને, તેની પ્રજાની અને તેની રાજ્યશ્રીની હાલબેહાલ સ્થિતિ કરી નાંખે છે. અરવલ્લીના પર્વતોની ખીણો તેનું અને તેના સાથીઓનું વનવાસ સ્થાન બને છે. વૃક્ષોની ડાળીઓએ બાંધેલી ઝોળીઓ રાજ્ય સંતાનોના પારણા બને છે, દુઃખની પરાકાષ્ઠામાં રાજ્ય પુત્રોને પુરૂં અન્ન સરખું મળતું નથી. તેમાં પણ રાજ્ય બાળાનું ચિત્ર ઘણું હૃદય ભેદક છે. તેમાં ગઢવી નામનો એક પાત્ર છે તે રાજ્યભક્ત હોઇ પ્રતાપની વૃત્તિનો અનુપાલક છે. તે વારંવાર મહારાણા પ્રતાપની પૂર્વાપર સ્થિતિનું વર્ણન કરી વાચકને તેના દુઃખના તેમજ તેના ઉચ્ચ જીવનકળાના મર્મસ્થાનો તારવી આપે છે. તેમાં જયચંદ નામનો પાત્ર છે તે અસહ્ય સંકટનું સ્મરણ કરાવી પોતાની સ્વતંત્રતાને અર્થે પકડેલો ટેક છોડવાનું અને અકબરનું સાર્વભૌમ્ય સ્વીકારવાનું કહે છે પણ તે પ્રચંડ ધીરવીર પોતાના ઉન્નત માર્ગમાંથી જરી ડગતો નથી.

ત્યારપછી બીજો સર્ગ શરૂ થાય છે; તેમાં એક દૂત મહારાણા પ્રતાપને શોધતો શોધતો અને તેની અડગ ટેકને ધન્યવાદ આપતો એક પત્ર લઇ તેની પાસે આવી ચડે છે. દિલ્હી નરેશ અકબરને ગમે તે પ્રકારે પ્રતાપના નમ્યાનો કાગળ મળે છે. તે કાગળ બધા રજપૂત સરદારોને ગર્વભરી વાણીથી વાંચી સંભળાવવામાં આવે છે. ત્યાં મેવાડ રાજ્યનો જામાતૃ પૃથિવીરાજ છે જે કર્મ સંજોગે અકબરની તહેનાતમાં છે તથા જે ચિત્તથી પ્રતાપનું પૂજન કરી રહ્યો છે, અને પ્રતાપી પ્રતાપના અડગ ટેકને સારી પેઠે

જાણે છે. તે ઉપરની કાગળની વાત કબુલ કરતો નથી; અને ખરી હકીકત મગાવવા માટે અકબરની રજા લેછે. ત્યારપછી તે પૃથિરાજ કવિતાના રૂપમાં પ્રતાપને ઉત્તેજીત વાણીથી પત્ર લખે છે. તેમાં પ્રતાપને તે હિંદુ પ્રજાત્વના રક્ષણને અર્થે 'શુદ્ધ વીર્ય તણી ભિક્ષા ક્ષત્રિને કોણ આપશે' એવા એવા વચનોથી પ્રબોધન કરી સ્વતંત્રતાનો ટેક પકડી રાખવાનું કહે છે. ઉપરના દૂતે આપેલો કાગળ તે આજ પૃથિવીરાજે મોકલાવેલો કાગળ છે. આ પત્રની હકીકત જાણી પ્રજ્વળેલા અગ્નિની માફક પ્રતાપ રોમે રોમ સચેત બને છે. ત્યારબાદ પ્રબળ સાધન યુકત થવા માટે થોડા વખત માટે રાજ્યભકત ગઢવીની સલાહથી પ્રિય મેવાડ ભૂમિ તજી પોતાના સાથીઓ સહિત પ્રતાપ પંચાળમાં જવાનું પ્રસ્થાન કરે છે.

એટલામાં ભામાશા નામનો ખરો દેશભક્ત વજીર આવી પુગે છે. અહિં ત્રીજો સર્ગ શરૂ થાય છે. તે ભામાશા ક્ષાત્રપાળ પ્રતાપને પોતાનું સર્વસ્વધન અર્પણ કરે છે; અને પ્રિય ભૂમિ મેવાડનો ત્યાગ ન કરવાનો આગ્રહ કરે છે. આવી મદદ મળતાં તે રણધીર પ્રતાપ પોતાના સૈન્યને મજબુત કરી પોતાની સ્વતંત્રતા છીનવવા નિશ્ચય કરનાર મુગલ રાજા અકબરને કોમલમેરની લડાઇમાં હરાવે છે. અને પોતાની સ્વતંત્રતા તે અખંડિત રાખી શકે છે. ઘણા ઘણા દુઃખ આવી પડવા છતાં ધર્મવીર પ્રતાપ જરી નમ્યો નહિ, બહુ બહુ ઉપાયો કરતાં છતાં તે સપડાયો નહિ અને અંતે સબળ સ્થિતિમાં આવી પોતાના ટેક સહિત વિજયી નીવડયો. આવું જાણી તેના ટેકને ધન્યવાદના ઉદ્ગારો સાથે કથી તેની સ્વતંત્રતાને જરી પણ વિક્ષેપ નહિ કરવાનો માન ભર્યો લેખ અક-

બર પ્રતાપને લખી મોકલે છે. અકબરની આવી હૃદયની ઉત્તમતા જોઇ વિશુદ્ધ હૃદયી વીર્યવાન પ્રતાપ તેના પ્રતિ ઉત્તરમાં મિત્રાચારી ભર્યો પત્ર લખી મોકલે છે; અને તેમાં રાજા પ્રજાના સંબંધનાં ધર્મવચનોની સ્મૃતિ કરાવે છે. છેલ્લે કવિ 'મારો દેશ ફરી ગાશે કીર્તિ આ પુણ્ય ઉજળી, તેજ જન્મી જીવી જાણ્યો, ધર્મની ધરણી મહિં' વિગેરે આ કડવાંથી પ્રવીર પ્રતાપકાવ્યના વાંચનની તથા સ્વદેશાભિમાનની ગર્વી વાણીમાં ભલામણ કરી સર્વે જનોનું ભદ્ર ઇચ્છી આ કાવ્યની સમાપ્તિ કરે છે.

ક્ષત્રિયત્વના યથાર્થ ધર્મને પાળનાર હોવાથી આ કાવ્યના નાયક મહારાણા પ્રતાપને 'ક્ષાત્રપાળ' વિશેષણ લગાડવામાં આવ્યું છે.

વેદ સનાતન ધર્મોત્તેજક મંડળને ઉત્તેજન આપવાના અને તે મંડળ કંઈક લોકોપયોગી કામ કરે એવા હેતુથી આ કાવ્યના રચનાર રા૦ મગનભાઈ ચતુરભાઈએ આ મંડળને તેને પ્રસિદ્ધ કરવાની અમુલી તક આપી છે, તેથી તે મંડળ તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માને છે.

સામાન્ય જનોની માહીતીને ખાતર ન ચાલતાં આ આમુખને આટલું બધું લંબાવવું પડયું છે.

તા. ૧૧—૧૧—૦૮ } કૃપાશંકર બહેચરલાલ પંડિત.
અમદાવાદ. } સેક્રેટરી—વે. સ. ધ. મંડળ.

# મહજ્જન પૂજન.

આવો અમારા દેશમાં પૂજન તમારૂં થાય છે
સર્વસ્વ જેના સ્વાર્થનો રસ દેશમાં વહી જાય છે,
જેણે ફકીરી આદરી પરમાર્થ જેનો સ્વાર્થ છે
તે સત્યવાણી અભયવરદા એકલો પૂજાય છે.

જેનું હૃદય ધડકી રહ્યું નિજ દેશના ધડકારમાં
એ પુનિત સુંદર હૃદય વરનું પ્રેમ પૂજન થાય છે.
જેણે ગણ્યું આ જીવિત સરખું તુચ્છ પરદુખ આગળે
પરમેશ દિવ્ય મનુષ્ય એકજ એજ અહિં પૂજાય છે;

જેને હજારો દુઃખ દેશની અર્થે પુષ્પ સમાન ને
એ પુષ્પના ભર ગુચ્છની મૃદુમાળમાં મ્હેંકાય છે,
તે વીરધીર મહન્ત પ્રેમી આવજો અમ મંદિરે
જ્યાં ક્ષાત્રપાળ પ્રતાપનું છે આદર્યું પૂજન અમે,
કુંકું ભર્યે પગલે પધારી આંગણું પાવન કરી
અમ ગરીબ જનનાં હૃદયને અભરે ભરો અમીધારથી.

---

# ક્ષાત્રપાળ

## ( મહારાણા પ્રતાપ. )

### સર્ગ ૧.

( અનુષ્ટુપ્ )

નમું વીર્યભરી વાણીભારતી પુણ્ય દેશની
યાચતાં હું કૃપા તારી ચીતરૂં મૂર્તિ વીર્યની
ધર્મની દેશ ભક્તીની ધીરવીર પ્રતાપની
યોગિમાં શ્રેષ્ટ યોગીની રામના પુણ્ય વંશની.

( અનુષ્ટુપ્ )

**મહવી:—**

મેવાડી વીર ભૂમિના બાપા રાવળ વંશના,
પ્રચંડ સૂર્ય તણા પ્રાણે પૂરેલા નિજ ગાત્રના
રામચંદ્ર પ્રતાપીના રક્તના સ્રાવથી ભર્યા
રાજ્ય પુત્ર રણે ધીરા મૌલિના મણિ તેમના,

હાય ! તારા પિતાઓએ દુઃખ વેઠી રણે રણે
મેળવેલું મહા કષ્ટે પ્રાણ ને રક્ત રેડીને
પુણ્ય પુંજ પ્રકાશોથી ફેડતાં નિજ શત્રુને
મહારાજધિરાજોના રાજ્યનું શ્વેત છત્ર તે,
જેને આલંબીને ઉભી મોહિની વીર્યની ભરી
રાજ્યલક્ષ્મી તણી જ્યોતિ ચંદ્રની શીળી છાંય શી,
રોળાયા જેવું તે આજે તેજ મેવાડ ભૂમિમેં
ધૂળમાં શીદ જોવાને જીવાડયો દૈવ તેં મને !
રાજ્ય ને દેશ–ભક્તિના ધર્મ–સૂત્રની માળમાં
સંકેલી પ્રાણને મ્હાલ્યા સંગ્રામે જેમ લગ્નમાં,
જન્મથી જન્મભૂમિના ભક્ત ને રાજબીજ જે
મ્હાવતો બાપુ ! તેં દીઠા કપાતા રણયજ્ઞમેં,
હોય તેં શું કર્યું એવું કઠિણું હૃદયું ઘણું
લૂંછતાં લોહીની ધારા નેત્રમાં આવતી ઠહ્યું
જન્મભૂમિ તણા રૂણે ' હરહરિ ' ઘોષણા કરો
સ્વાતંત્ર્યના મહા મોક્ષે યજ્ઞમાં પ્રાણ પાથરો
સાંભળી બાપુ તારી એ વીરની જયઘોષણા
ઉછળીને પડયા વીરો સંગ્રામે રામ બોલતા
કાળની મૂર્તિના જેવા શત્રુનાં શિર કાપતા
રૂધિરે ખરડયા અંગે કીર્તિ નિશ્ચળ ભેટતા.
ખોયા તેં હાય ! એવાને તોયે બાપ પ્રતાપ તે

છોડયુ નહિં જરા ધૈર્ય માંડયું યુદ્ધ ફરી અને
રાજ્યભોગ તણા રંગે ભરેલા રાજ્યમ્હેલને
ઉખેડ્યા ભૂતળેથી તેં શત્રુને વીતવા રણે,
પ્રાણથી પણ વ્હાલીને પુત્રથી અધકી ઘણી
રાજ્યભક્ત પ્રજા તારી ગ્રામને જોઈ છોડતી,
ને તેમના વિલાસોની લક્ષ્મીની રેલથી ભરી
હવેલીયો હાય તેં દીઠી ઉખડી મૂળથી જતી!
અસહ્ય દર્દ સહ્યું આ જે વીરધીરશિરોમણિ
વાણીએ ના કહ્યું જાયે દાસથી દીનવૃદ્ધથી!
આજ તોય વિતાવી તું ધૈર્યમર્યાદ એકલો
જોઉં ઉભો વને ભાલો ઝાલીને વ્યગ્ર ચિત્તનો!
રાજ બાળ સુતાં તારાં ઝોળીએ વનવૃક્ષમાં
અને હાય પ્રતાપી શું ભાખરો એક અન્નમાં!
ભૂખે આ ટળ્વળે તારી રાજકન્યા સુકોમળી
દૈન્યની પૂતળી જેવી સામું જોતી વળી વળી!
દુઃખ આ દેખીને તારૂં રોતી શી હરિણી બધી,
વૃક્ષને વૃક્ષની વલ્લી અશ્રુને ઢાળતી જતી,
વસુંધરા ના સહે તારા દુઃખનો ભાર હાલતી,
દુઃખથી ડોલતા પ્હાડો અશ્રુસ્રાવ સરી જતી,
આભથી અશ્રુની ધારા વર્ષે રાજર્ષિ! જો જરી,
આર્તવાણી વનશ્રીની પક્ષિને કંઠ નીસરી,

હાય હાય તણી વાણી દુઃખની સૃષ્ટિ ઉચ્ચરી
રડે છે રાજ આજે આ કાને કેમ ધરે નહી!!

**ધર્મપાળ દેવદૂતઃ--**

અહા! શી દર્દની વાણી દેવનેય રડાવતી
ધૈર્યને ધર્મના સ્થંભે અંગને ઢાળીં સાંભળી!

**પ્રતાપઃ—**

વીર મારા પિતાઓના રૂધીરે ખરડાયલી
એમના સત્વને સંચી આપતી જન્મ બાપડી
મેવાડી આ ભૂમિ મારી અને મારી પ્રજા બધી
દીઠી મેં ઝાંઝવી આંખે પીડાતી તુર્કત્રાસથી!
ભૂમિના આ શરીરે ને પ્રજાના હૃદયામહીં
મારે આ હૃદયે અંગે હોળીની જ્વાળ પર્ગટી!
અંગ અંગ મહીં વ્યાપી બુદ્ધિ ને મન ઘેરતી
સ્વાર્થની સ્વલ્પ આશાને બાળતી છેક મૂળથી.
મારી પ્રજા ભૂમિ મારી એકની એક ધૂનમાં
મહા યજ્ઞ તણી જ્વાળા દેખું હું મુજ અંગમાં!
અંગમાં શું? ગઇ વ્યાપી લખૂલખી તેજની ભરી
વ્યોમને સૃષ્ટિમાં સારી હજારો જીભના થકી;
હોમાયા ઝાળ તે માંહી ભૂમિના વીર પુત્ર સૌ
ધર્મ યજ્ઞ મહીં પોતે એકલા ધન ભાગ્ય મ્હો.

હર્ષથી જન્મ ભૂમિના રૂણને વાળતા જતા
પાછળે તેમની મારા જેવાને મૂકતા જતા;
ને દુઃખની ઝડીયો જે વર્ણવી વીર આજ તેં
સાંભળી વળી જેને મેં આંખમાં અશ્રુ આણિને
ચીરાતે હૃદયે તેને પુષ્પના આહૂતિ કરી,
ગઢવી ! હોમી સર્વે મેં ધૈર્યથી ધર્મયજ્ઞમ્હેં !
કોણ એવો હશે આજે આર્ય નામ ધરાવતો
આર્યોના શુદ્ધ આત્માને સ્વાર્થે દોળ ચઢાવતો
બાપના નામને બોળી આર્યધર્મ વગોવતો
સ્વાર્થનાં સુખને અર્થે દુખેથી દીન કંપતો ? !
ઉચ્ચ દિવ્ય પ્રકાશેથી શોભતા નિજ આત્મને
તુચ્છ ભોગ તણા કાળા કોટમાં તાણી લાવતો !
એવો કોણ હશે મૂઢ મારી આ યજ્ઞભૂમિમાં
આપીને ભોગ આત્માનોયૂ મ્હાલે ન્હૈ રણયજ્ઞમાં ? !
હાય ! વીર ગયા મારા હતભાગ્ય એક હું રહ્યો
દેશની દિવ્ય સેવામાં કામનો કાંઇ ના થયો !

**ગઢવી:—**

બોલ ના બાપ તું એવું તારા તેજ પ્રતાપથી
ઉજાળે સૃષ્ટિને સૂર્ય પુત્રપુણ્ય પ્રભાવથી !
તને જોઇ હસે હર્ષે દેવ સાશ્ચર્ય સ્વર્ગમાં
ઇન્દ્ર જાતે ધ્રૂજે જોતાં વીર્યને ધૈર્ય તાહરાં,

અને તારી પ્રશંશાનાં દિગ્ગજો ગાન સાંભળે
સાંભળી ભાર તારો આ ઝીલ્યો ધન્ય મને ગણે.

સૃષ્ટિના નિયમો સર્વે સાનુ ળ થયા તને
તારે પગે પ્રતાપે તે ઝુકાવે આત્મ શિરને,
વાયુ મંદ વહી આવી સ્પર્શવા ગાત્ર વીરનાં
પવિત્ર સ્પર્શની આશે સુગંધે મન મોહતાં,

પૃથ્વી સ્પર્શ ચહે તારા પાદનો સર્વ સ્થાનમાં
દુખી તોય વધાવે જો પુષ્પથી વલ્લી વ્હાલમાં.

નામ માત્ર શુણી તારૂં શત્રુનાં હૃદ કંપતાં
રાત્રિયો જાગતાં ગાળે ચિંતા–વિંધેલ ત્રાસમાં.
બાપુ વીર ગયા આગે એકલાં વીરપૂતળાં
પ્રાણ તો તું હતો સૌનો કીર્તિનાં ચણિ કોટડાં,
પાડયાં તે ના પડે હાવે સર્વ આધાર તાહરો
મેવાડનો મહા યોધ્ધો દેશની દાઝથી ભર્યો !

તોય તારી દયાવાળી દૃષ્ટિથી રાજબાળને
માથે હાથ મૂંકી રાણા કૈંક સંભાર કાળને.
બાળાપણે દીઠો ન્હોતો હુંફાળો બાળતાપ તે
કિશોરી રાજબાળા આ ટળ્વળે અન્ન કારણે !
અમારૂં વૃદ્ધ દાસોનું હૃદે તો ના કહ્યું કરે
ફાટી જાય ચિરાઇને જોઇને દુઃખ આવું તે.

**પ્રતાપઃ—**

બાલુડી આવ તું વ્હાલી દીન બાપની ભેટમાં
ક્ષુધાની શાન્તિમાં તારે પ્રીતિ ને અશ્રુ એકલાં
દુઃખની જીંદગી ગાળી દુઃખની વાતમાં હવે
માણવી મોજ છે આવી દૈન્યની જોનિ આ
તારો અને વળિ મારો આપણા સૌ કુટુંબના
રામનો આશરો એક પ્રલયે દુઃખી પંખિનો !

**ધર્મપાળ દેવદૂતઃ—**

અનાથને દીનના જેવી દર્દની વાણી આ શુણી
સ્વર્ગમાં દેવતા સર્વે રડે ચોધાર અશ્રુથી !
દુર્દૈવ વજ્રનો તારો દુઃખથી કંપતો રડે
આભને પૃથ્વીને જાતે અશ્રુના સ્રાવથી ભરે !
હાય ! મેવાડના રાણા દુઃખના ડુંગરા મહીં
ડટાયો તરફડે આવો પ્રલયે દુઃખી પંખિ થૈ !

**પ્રતાપઃ—**

ગઢવી, રાજબાળાનો પિતા એક પ્રતાપ જે
લાડ-વ્હાલ કરી જેને પાળતો રાજમ્હેલમેં
પોતાનાં બાળકે વીંટયાં તેમને સર્વમાં ગણી
હાય તેય મહા યોદ્ધો હોમાયો યજ્ઞની મહીં !
દેશને રાજ્યનો ભક્ત કુટુમ્બે સ્વાર્થમાં પરચો
દેશ સેવા ગણી મોટી રાણાને શર્ણું તે થયો.

તે પ્રતાપ ગયો હાવે દેશનો દાસ આ ઉભો
સિસોદીયાની કીર્તિનો પાતળો થાંભલો થયો !
ચિતોડના " મ્હારાણા " ના નામના ભારને વહી
યજ્ઞમાં આહુતિયોને આપતો જીવતો રહી.
વસુંધરા રહી મારી એકલી રાજ્યસુંદરી
અને કુટુમ્બમાં વ્હાલી પ્રજા મારી ગરીબડી !
રાજબાળ બધાં મારાં પ્રજા સાથ ખપી ગયાં
પ્રજાને ભૂમિના ભેળાં પ્રાણ સાથ ભળી ગયાં !
કાળ કાળ કરે શું તું કાળ કોણે કર્યો કહે
કાળ આવી ઉભો રે'શે જોડીને હાથ આગળે;
કાળ વસ્તુ ઘડે ના ને વસ્તુ તે કાળ ફેરવે
વસ્તુને સાધવી તેથી નિશ્ચે એ વીરને મને.
કાળને કેં કશી સત્તા ? વસ્તુ સાપેક્ષ કાળ તે
વસ્તુને ફેરવ્યા સાથે કાળ તો ફરતો જશે.
ધર્મનું બળ જાણે તું ? ધર્મ ધારણ સૃષ્ટિનો !
અનાદિ કાળના વીરો દેવને વળી દાનવો,
દેવને દાનવોનો જે સૃષ્ટા ઇશ મહેશ જ્યાં
ધ્રુજાવું ધર્મ્ય યુદ્ધે તો કાળ કોણ વિશાતમાં ?
અધર્મને સ્વાર્થના પ્રેર્યા ધર્મનો ડોળ ઘાલતા
પાપી પામર પ્રાણીઓ કાળ-આશ્રય ઝાલતા;
ખરા વીર નરો પોતે કાળને ઉલટો કરે

ધર્મની ખડ્ગ ધારે તે કાળને વેતરી રણે,
પ્રાણને સ્વાર્થના યજ્ઞે રૂધીરે અંજળી ભરે
આહુતિ યજ્ઞમાં હોમી કાળના કરતા ઠરે.
મેવાડની રાજ્યગાદીનો વારસો વસમો ઘણો
સ્હેલો હાય ! કરૂં ક્યારે હોમોને પ્રાણ માહરો !

જયચંદઃ—

ધર્મને ટેકની સાથે વીર્ય વિખ્યાત તાહરૂં
તોય વિચારવા જેવું આજનું કાર્ય આપણું.
શાને વૃથા કહો રાણા હોળીની યુદ્ધ ઝાળમાં
હોમવા શુદ્ધ લોહીના વીર્યનું બીજ કાઢતાં;
લાખો વીર હણાયા તે આંકડે આપણે ગણ્યું
તોય શત્રૂ તણું સૈન્ય તીડના જેટલું રહ્યું !
આપણે મુઠીમાં માયા જેટલા તો રહ્યા નથી
તોય બાથ ભીડી આવી કામની કૂહો શિ આપણી ?
વર્ષોનાં વર્ષ વીતાવ્યાં આથડી ડુંગરા મહીં
શત્રુની બ્હીકના માર્યા દોડા દોડ કરી રહી
સુખે મળ્યા નહીં અન્ન નિરાંતે ઊંઘ ના લીધી
આવા સ્વાતંત્ર્યની માંહી દુઃખની ઝડિયો ખમી
આપણી જે પ્રજા વ્હાલી દયાળુ તે રડી રહી,
બાપ ! તોય નહિ દૈવ સાનુકૂળ થયો જરી !
શત્રુએ માર્ગ રૂંધ્યા છે ડુંગરામાં અને વળી

પાણીનાં ઝરણાં પૂર્યાં ઝેરી કંટક થોરથી.
સાર્વભૌમ્ય સ્વીકાર્યામાં દિલ્હી–તખ્ત–ભુપાળનું
સ્વાતંત્ર્ય આપણું રે'શે સુખને શાન્તિનું ભર્યું.
નમ્યામાં રાજ હાનીન્હે ના નમ્યે નાશ સિદ્ધ છે
સૂજ્ઞ તો કાર્યને જોતાં વિચારે દેશ કાળને;
મ્લેચ્છરાજતણું જોર સદા આમ નભે નહી
દુઃખના કાળમાં તેના પૂજૈશું સાર્વભૌમ્યથી.
કીર્તિ તો માત્ર ફૂલાણી છે શબ્દ આડંબરે ભરી
વાયુના દેહ વાળી એ નીકળી વાયુમાં મળી.
વાહ વાહ વદે લોકો ચાર દહાડા હસી ખસી
મૂર્ખની પેઠ વીસારે સ્વાર્થના સુખમાં વસી
સ્વાર્થ ત્યાગ કરે તેનો બેવડો સ્વાર્થ સાધીને
ઉપહાસ કરે જાણે કીર્તિનાં ગાન ગાઇને.
કીર્તિનો મહિમા મોટો આત્રડો! સ્વાર્થિએ કર્યો
બાપડા પરમાર્થીને દુઃખના ખાડમાં ધર્યો!
રાણા આંખ ઉઘાડી જો સ્વાર્થે સંસાર આ ભર્યો
સંસારની પાર સંદિગ્ધ આવેલી સુખની ખિણો.

પ્રતાપઃ—(ક્રોધમાં)

બંધ રાખ હવે તારી સિદ્ધના વેશમાં છુપી
ક્રૂર જેચંદના જેવી મીઠડી વાણિ ઝેરની
યોદ્ધા સર્વ ઉભા જો આ કાળના કાળ રૂદ્રશા

પચાવી ઝેર તારૂં આ રાજ્યના ધીર થાંભલા !
વાણિની તુલના તારી એમના ક્રોધથી ભર્યા
વક્ત્રતા ચિન્હમાં જો તુ પીસી દંત ઉભા રહ્યા !
સાંભળી તારી વાણી આ સ્વાર્થને આર્ત દુઃખની
સ્વભાવે સૃષ્ટિની લીલા ક્રોધથી શ્યામતા ભરી !
દેશને દેશ સેવાથી પ્રાણને અધિકો ગણે
જીવતા રાખવામાં શો લાભ છે દેશને કહે ?
બાયલા પ્રાણની બ્હીકે તેમની વંશ વૃદ્ધિમાં
રંડાપો દેશને આખો આપું કાગ અનંતમાં ?
ભલે નાશ થજો એવા વંશજો રજપૂતના
બચાવી યુદ્ધમાં પ્રાણ દાસત્વને સ્વીકારતા;
દાસત્વને વર્યું જેણે એકવાર બ્હીકે કરી
દાસનો વારસો દેશે વંશજોને વળી વળી,
એવાને તો જીવાડયાથી મારવા મૂળથી ભલા
જેમના પાપના છાંટા ઉડે ન્હે દેશને બધા.
ખરા વીર રણે યુદ્ધે પ્રાણને છોડતા સતા
લોહીની તેમની ધારે સીંચતા ભૂમિને જતા,
લોહિના બિંદુ બિંદુમાં વીર મેવાડ ભૂમિઆ
આપશે જન્મ લાખોને વીર શત્ર રડાવતા.
વીર પ્રાણ થકી વ્હાલા યુદ્ધમાં જે પડયા રણે
જાણતો ના ગયા તેના વંશ ને દુઃખ દેશને.

એમના નામના શબ્દે મરેલાં શબ ઉઠશે
તારૂં નામ શુણીને તો વીર તે બાયલા બને !
અને પાપિ કહે શું તું નમ્યામાં હાનિ કૈં નહીં
સાર્વભૌમ્ય સ્વીકાર્યામાં સ્વતંત્રતા ટકી રહી ?
ચાહુને શાહુ–માનીતા સ્વચ્છંદી વ્યવહારના
મિત્રના જેવી ભાષાના ડોળથી લલચાવતા
સ્વાર્થ ને કામનાઓના પાપના પિંડથી ભર્યા
દાસનાથી નીચી આજ્ઞા શાહુની ફરમાવતા
વ્હાલી પ્રજા તણે પેટે નિર્દયે પાદને ધરી
શાહનું નામ શૂણીને ખોટો ગર્વ મને કરી
એવા તે ફરમાનોના ભારને મુસ્તકે વહી
ચાલવું દિલ્હીની વાટે મૂકી મર્યાદ વેગળી।
પ્રજાના પુણ્ય રાશીના રાજયના છત્રને શિરે
ટોપલો ધૂળ નાંખીને મૃત્યુની શાન્તિ કારણે
નમાવી શિર રૂહેવું જે દિલ્હી તખ્ત નરેશને
હાય ! સ્વાતંત્ર્ય એ તારૂં સુખાળુજ થજો તને !
મોંઘી લાખ ઘણેરી જે પ્રાણને કીર્તિથી ઘણી
લોહીની લાજ લૂંટાવી શાહુના કામની મહી
પાપના પુંજનો તેનો એકઠો ઢગલો થતો
આંખથી દિલ્હીમાં જોવો એજ સ્વાતંત્ર્ય તારો !
રાજા તેજ પ્રજા પ્રાણ પ્રજા રાજા પવિત્ર એ

રાજા પ્રજા તણાં અંગો એકનાં એક વેદમેં
પ્રજાના હૃદયે દુઃખ રાજાનું બાળતું હૃદે
ધર્મ એ બાપદાદાનો વિસારી શાહને બળે
રાજાનો સ્વાર્થ સાધીને એકલા રંગ ભોગમાં
ગાળવા દીન સ્વચ્છંદે ધિક્ એવા સ્વતંત્રમાં !
સ્વાતંત્ર્ય નામનું તારૂં પાપને દૈન્યનું ભર્યું
મેવાડી ભૂમિને છાજે નહિ કાર્ય ગુલામનું.
અને ધિક્કારવા જેવી પ્રપંચી યુક્તિ તાહરી
સ્વામી ગણી પુજ્યો જેને દુઃખમાં મારવો હણી.
હાય આવો થયો ક્યાંથી મેવાડી ભૂમિની મહીં
મ્લેચ્છના અન્નની છાયા વિચારે પ્રસરી રહી.

ગઢવી અને પટાવતોઃ—

ધન્ય રાજ પ્રતાપી તું વીરનું વીર્ય એક છે
તારા જેવા પ્રવીરોએ યજ્ઞમાં રક્ત રેડ્યું છે,
વંશ નિર્વંશની વાતો સ્વપ્નામાંય કરી નહી
અકલો ધર્મ સંભારી પૂઠળે જોયલું નહીં,
તેમના વંશની વેલી ઉજળી ચાલતી જતી
એમના પુણ્યના પુંજે ઉજળી કીર્તિ આપણી.

પ્રતાપઃ—

હાય તે કીર્તિને મોંઢે કાળી મેશ લપેડવા
પ્રતાપને પિછીની પેઠે હાથમાં દુષ્ટ ઝાલવા

દુઃખમાં વીંટળ્યો દેખી બોલતો શબ્દ સિદ્ધના
નિંદતો દેવતાઓના ભાગ્યની મોઘી વાસના !
ન્હોય ન્હોય ગજુ તારૂં દિવ્ય એ કીર્તિ તેજના
પરિચ્છેદ તણી ધારે જોવાનુય ધુતારવા
ભરેલી વીર યોદ્ધાની યજ્ઞમાં હર્ષ ગર્જના
સૃષ્ટિના જે નિયંતાની વીર્યની જયઘોષણા.
સ્વાતંત્ર્ય શુદ્ધ આત્માનો દિવ્ય જન્મ સ્વભાવ છે
પુણ્ય કીર્તિ પરાર્થીની જેની દિવ્ય સુગંધ છે.
કીર્તિ તે દેવતાઓના કુમળા પુણ્ય હસ્તથી
દબાવી દિવ્ય ગાળેલો મહાત્માના હૃદે થકી
મિષ્ટ સ્વાદુ રસાબ્ધિથી સ્વર્ગીય શુદ્ધ આસવ
ધન્ય જે લૂંટતા સ્વર્ગે સંગાદિ કૃષ્ણ રાઘવ;
પ્યાલી તેની ભરી આપે દેવાંગના સ્વર્ગની મહી
આત્મ સંરક્ષણે ત્યાગે સૃષ્ટિને તુચ્છ જે ગણી;
વીર ધીર પ્રતાપી જે આત્માને શોધતા ફરે
ન્હાવાને નિત્ય આનંદે કીર્તિ તો પાછળે ભમે.
સૃષ્ટિની દૃષ્ટિ આ તારી આત્માના ચંડ તેજથી
ભરેલી ઉચ્ચ જ્યોતિને જોઈ કેમ શકે કરી ?
મૂઢ છોડ મતિ તારી વીરના ધર્મ્ય વીર્યની
ગૂઢ ઉંડી કળાઓના કારણે પેસવા મથી.
રંગ ભોગ તણા ભીના ચીકણા કાદવે પડયો

નીચ જીવ તને સારો ક્ષૂદ્ર સંસાર આ ગમ્યો !
ભલે મ્લેચ્છગુલામીમાં રંગભોગ મહીં રમી
મેંશથી મોઢુ રંગીને વેશ્યાની ગાળ જીંદગી.
હાય સૂર્ય ખમે શું તું આજ આ દુઃખને સમે
પાકેલા વીર્ય તારાથી આવા તે નીચ એકને.

જયચંદ—

મોટા મ્હાડ પડે જાણું વાણી આ વીરની શુણી
મારૂં દુષ્ટ હૃદે ચીરી તીક્ષ્ણ વજ્ર પ્રહારથી;
અહા આ વાણીમાં કેવી દૈવની ગાઢ છાપ છે
થર્‌થરી તેની પાસે આ કંપતું અંગ જાય ને,
વનની આ વનશ્રીએ રૂપ વિક્રાળ શું ધર્યું
અને અગ્નિની જ્વાળા શી ક્રોધથી વ્યોમ વર્ષતું !
વ્હેવારીક વિચારોથી દિવ્યની તૂલના કરી
તૂલના કરતાં મારા જીવની નીચતા ઠરી !
જાણ્યું ના મેં અરે મૂર્ખે આત્માનું ઉચ્ચ જે બળ
પ્રેરતું ધર્મના યુદ્ધે રાણાનું વીર્યસત્તમ.

ધર્મપાળ દેવદૂતઃ—

ધન્ય ધન્ય પ્રતાપી તું આત્માના ધર્મ્ય તેજથી
વીર્યની પુણ્ય જ્વાળામાં આંજતો દેવને મથી !
દેવ આ વીર્યની વાણી સાંભળી કંપી ઉઠતા
શું ગજું સાંભળી સાંખે સૃષ્ટિના પ્રાણી બાપડા !

—

## સર્ગ ૨.

---

દૂતઃ— ( માલિના. )

સજળ નયન જોઇ ભૂમિ મેવાડની આ
રસકસ ભરી આજે ધુળ ભેળી થતી હા
નિરવધિ દુખ સ્હેતાં શુદ્ધ સ્વાતંત્ર્ય રાખ્યું
સુખની શિ અભિલાષે નમ્યું રાણેય આખ્યું ? !
દિન પર દિન ઝાઝા આથડું ડુંગરામાં
તદપિ નહિ જડે તે શૌર્યનું નૂર આમાં !
નજીક ખિણુની માંહે શબ્દ કૈં સંભળાય
પત્ર જઇ ત[ હું આપું હોય જો ક્ષાત્રપાળ.

ખીણમાં જઇને ( અનુષ્ટુપ્ )

ક્ષત્રીના વીર્યની મૂર્તિ કાળરૂપ ધરી ઉભી
નમ્યાની વાત શી આની વિશ્વને તુચ્છકારતી !
હાય મ્લેચ્છ નહીં જોયો વીર આ સુલતાન તેં
જોયાની સાથ નિશ્ચે તું ઝુકાવું શીર આમને.

( રાણાને પગે પડી )

જય જય થજો મહારાણા ર્‌હાડના સમ નિશ્ચળ
વીર્યનું વૃત્ત ધારેલા રામના યોગ્ય વંશજ.
પવિત્ર પાદ તારા જે દેવતાનેય દુર્લભ
સ્પર્શું આ શિરથી મારા આત્મા કૈં થાય ઉન્નત.

દિલ્હીથી પૃથ્વીરાજે આ મોકલ્યો પત્ર આપને
ચર્ણમાં મૂકુછું તેનો માગ્યો ઉત્તર એમણે.

**પ્રતાપઃ—**

ગઢવી પત્ર વાંચો એ પાપીના હાથનો લખ્યો
પૃથ્વીરાજ ગણું પાપી મ્લેચ્છને છેવટે નમ્યો.

**દૂત** ( મનમાં ) :—

અહા શી ઝાળની વાણી ધર્મચ્યૂત થયા થકી
પૃથ્વીના ઉપરે રેલે રાજર્ષિ આ પ્રતાપની !

**ગઢવી** ( પત્ર વાંચતાં ) :—

જાણુંછું હું નમ્યો તેથી મ્લેચ્છના અધિરાજને
કલંકિત કર્યો મારા પાપથી શુદ્ધ આત્મને;
મારા પાપ નિવારાર્થે પત્રને મોકલી પુછું
દિલ્હીથી દાસ તારો જે પૃથ્વીરાજ લજાઉંછું.
દિલ્હીમાં પત્ર આવેલો રાણાના નામનો લખ્યો
બાદશાહ તણા હસ્તે દૈન્યને નીચતા ભર્યો
ગર્વ હર્ષ ભરી વાણી પત્રને હસ્તમાં ધરી,
બોલ્યો હાય ! અમારી તે આગળે મર્મ ભેદતી.
" જુઓ આ સૂર્યની જ્યોતિ તેજસ્વી જે તમે ગણી,
દિલ્હીના પાયતખ્તે તે દીનતાથી નમી ઉભી;
નમીને જ્યોતિની મારી સર્વાંશે રાજ્યની કળા
ધન્ય તે આજ પૂરીને શોભતી પૂર્ણ તેજમાં ! "

સાંભળી ગર્વ વાણી એ અમારૂં લોહી ઉકળ્યું
પ્રતાપી તું નમ્યો જાણી ચિત્ત ક્ષોભ થયું ઘણું.
ત્હોય જૂઠો કહ્યો પત્ર સભામાં શાહની અમે
પૂછવા મેં ધર્યું ધૈર્ય પૂછતો અશ્રુ ઢાળીને.
કાળાં મેંશ થયાં મોંઢાં એકલો તું ઉજાળશે
આશાનો થાંભલો શું એ ભાગી પાડયો પ્રતાપ તેં ?
ક્ષત્રીના સૌ કલંકોનો ટોપલો મુસ્તકે ધરી
વ્હેવાનો ભાર લાગ્યો શું સારો રાજ તને વળી !
સિસોદીયાની કીર્તિની ઉજળી રોશની કરી
ઊગતો સૂર્ય તેનીયે શર્મ લેશ અડી નહીં ?
હાય ! આ આર્યભૂમિમાં એકલું વીર્યનું બીજ
મ્લેચ્છરાજે વટાળ્યું શું છાંટી સંભોગનું જળ !
દિલ્હીના પાપી રાજાના નર્કના નવરોઝમાં
વેશ્યાની સાથ વેચાશે હાય ! તારી વિરાંગના ?
કેમ સ્હેવા ધરી હામ ટેકિલા રાજવી તમે
તેથી તો મરવું સારૂં વ્હાલો પ્રાણ કર્યો શું તેં !
શુદ્ધ વીર્ય તણી ભિક્ષા ક્ષત્રીને કોણ આપશે ?
પ્રતાપી એકલી તારી આશા ફોક થઇ હવે !
રસાતળ્ પૃથ્વીમાંથી શું કાઢવા શુદ્ધ બીજનું
ક્ષત્રીના હાય બેઠો તું વટાળી લોહી તાહરૂં !

જીવતાં છતાં તારા મેવાડી રાજ્યલક્ષ્મીને
બાદશાહ થશે સ્વામી લાજ મર્યાદ લોપતો,
ચોટલો ઝાલી ખેંચીને બાથમાં ઘાલી બેસશે
સાર્વભૌમ્ય ધણી થૈને દીલ્હીને તખ્ત શાહ એ,
અને બાપા પ્રતાપીના વંશજો દાસની પઠે
લક્ષ્મી ને શાહુસેવામાં શીરને શું નમાવશે ?
વિદેશી સ્વાર્થનો દોર્યો રાજ્ય તારૂં પચાવશે
તારી પ્રજાતણા ભૂખ્યા પેટમાં લાત મારશે.
હાય ! આ ભર્તભૂમિમાં લાગતો તેજનો દીપ
એકલો ઓલવીને તેં જીવવા ધાર્યું શું મન ?
હજુયે રાજ સંભાર રાણાના કૂળની રીતિ,
રાજ્ય ભોગ ફરે પાછા વીત્યો કાળ ફરે નહીં.

દૂતઃ—( મનમાં )

રૂદ્ર રૂપ થયું શું આ સાંભળી પત્ર ત્રાસનો
થર્થરી ધર્ણિ કંપી શું ઉઠતી એની ઝાળમાં !
હાય ત્રાસભર્યા શ્વાસે ક્રોધના પૂર્ણ જોસમાં
બાળતો નીચ સૃષ્ટિની નીચતા દૃષ્ટિપાતમાં !
જાણે એક પ્રહારે આ ભાગિને ભૂતું મંડળ
મ્લેચ્છનો ગર્વ ઉતારૂ વિચારે વીરનું મન !
ન્હોય બાપ પ્રતાપી એ નમ્યાની વાત તાહરી
અખંડિત રહો જોડી વીર—સ્વાતંત્ર્ય સુંદરી.

પ્રતાપ:—

હાય ! શાહ શું માન્યું તેં મેવાડી વીર્ય ઓગળ્યું
દીઠું જે રણસંગ્રામે લોહીના સ્રાવ રેડતું !
અથવા નીચ પાપીના સંગના દોષથી થયો
નીચ તારો રહ્યો આત્મા આંધળા વીર્યથી ભર્યો.
દૂત ! જૈને કહેજે તું દિલ્હીના મૂઢ શાહને
સંગના વંશજો જાણે મ્લેચ્છના તુચ્છ ત્રાસને.
દિવ્ય સ્વાતંત્ર્યનો મ્હેલ તેજસ્વી સ્વર્ગને અડયો
રક્ત માંસ ભરી ખીણે વજ્રને કોટ વીંટળ્યો
શસ્ત્રથી ભેદી આ દેહ પ્રાણને નાવડે તરી
મેવાડી વીર યોદ્ધાઓ જાળવે મ્હેલ ધૈર્યથી.
પ્રાણાન્તેય તને ન્હૈ દે પેસવા મ્લેચ્છ રાજને
નિશ્ચે તું જાણજે એવા પુણ્ય દિવ્ય પ્રદેશમેં.
પ્રાણને દેહને છોડી દિવ્ય કીર્તિની જ્યોતિમાં
સ્વાતંત્ર્ય-સુંદરી સોડે પોઢશે વીર શાન્તિમાં.
શાન્તિનું એજ સ્વસ્થાન દુ:ખની ગુપ્ત સૃષ્ટિમાં
શીખવ્યું જન્મથી દૈવે વીરને વીર ભૂમિમાં.
માટે છોડ વૃથા આશા તારી હે ! પાપી શાહ તું
પ્રતાપને નમાવાને આભમાં ભીડ બાથ તું.
ધન્ય પૃથ્વિ હજુ તારા લોહીમાં ક્ષાત્ર તેજ છે
ગર્યો તોય હજુ વ્હાલા કુળનીય સુગંધ છે.

પૃથ્વીને દૂત કૂહેજે તું જીર્ણું રાણો જીવે હજુ
પ્રાણથી દેશ વ્હાલો છે મ્લેચ્છનું હોય શું ગજું ?
શત્રુના સૈન્યને કાપી રક્તથી ભૂમિ ખેડશે
અને શાહુને કૂહેજે જે સૃષ્ટિને એ ધ્રુજાવશે.

( પટાવતો તરફ જોઇ )

વ્હાલા વીર વળો ટોળે હસ્તમાં શસ્ત્ર ઝાલીને
આપણા દેશની કીર્તિ ઉજળી રાખવા રણે,
સંભારો બાપ દાદાનાં કરેલાં રણ યજ્ઞમાં
કેસરી વસ્ત્ર પ્હેરીને વીરનાં કૃત્ય કારમાં.
સ્વર્ગમાં દેવ કંપેલા જેમની શુણી ઘોષણા
તેમના વીર્યની ધારા લોહીમાં વ્હેતી આપણા.
તેજ વીર પિતાઓના શુદ્ધ વંશીય બાળકો
બતાવો આજ સૃષ્ટિને પારખું વીર્યધારકો.
મૃત્યુનેય ડરાવીને શસ્ત્રના વજ્ર પ્રહારથી
શત્રુના સૈન્યમાં મ્હાલો મૃત્યુના કાળ રૂપથી;
વતાવો કેર કારી જે જોઇને સૂય સ્વગમાં
હર્ષથી અંગ પોષીને ઘૂમે આ રણયજ્ઞમાં
મેવાડની રાજ્ય ગાદીના સૂર્યના શુદ્ધ બિમ્બમાં
નાખવા ધૂળની મૂઠી કરેલા એ પ્રયત્નમાં
પાપીને પ્રાણથી મારો સ્વાર્થ સંભોગ પર્હરો
મૃત્યુના સ્વામી શંભુના રૂપને રાજવી ધરો,

એક હસ્તે ધરી ખડ્ગ પ્રાણુની અંજલી ભરો
ચીરીને આ હૃદે મારૂં યજ્ઞમાં આહુતિ કરો.

**પટાવતો:—**

શત્રુના લોહીની નીકે મુંડની માળ પ્હેરીને
પિશાચો નાચતાં ન્હાશે હાથે તાલ બજાવીને,
ચીકણા રક્તથી લીંપ્યા લાલ વિકાળ દેહના
સિંહની ગર્જના ગર્જી વીર મેવાડ વંશના,
ખડ્ગના નીતરી ધારે મ્લેચ્છનાં ધડ કાપશે
વીર્યને ત્રાસની રા'ડે ધરણીનેય ધ્રજાવશે.
તારા પ્રતાપના તેજે યજ્ઞની ધુમ્ર ધારમેં
દેશને રાજ્યને માટે પ્રાણનેય પ્રજાળશે !

**ધર્મપાળ દેવદૂત:—**

વીરના રૌદ્ર આ શબ્દો સાંભળી ભયભીત સૌ
સંકોચી સ્વર્ગ ને પૃથ્વી અંગને થર્થરે બહુ.

**દૂત (મનમાં)**

ધન્ય જ્યાં છે પ્રતાપી આ રાણો રાજ પ્રતાપ ને
ચંદા સકતા પટાધારી ધારેલા યજ્ઞ વૃત્તને !
નિશ્ચે તે યજ્ઞની માંહે હોમાશે મ્લેચ્છનું દળ
મેવાડનું તંત્ર આ ર્‌હેશે રાણાને હસ્ત નિશ્ચળ.
ધિકક્ આ આર્યભૂમીમાં ક્ષત્રીના નામને ધરી
યજ્ઞની આહુતિયોમાં રેડે ના રક્ત જે જરી.

શઠવી:—

કાળશા વીર યોદ્ધાના વીર્યને। જય નિશ્ચય
હોય રાણા પ્રયુક્તિમાં ફાવશે આપણું બળ.
આજ થોડે ઘણે હાથે સંગ્રામે ઉતરો નહિ
પૂરતા સૈન્યને લેને યુદ્ધમાં લઢવું પછી.
આપણા અંગમાંની આ મેવાડી વીર ભૂમિનું
સ્વાતંત્ર્ય જાળવી લેતાં પંચાળે હાલમાં જવું,
ત્યાં જઇ આપણે બીજું રાણાનું રાજ્ય સ્થાપવું
ક્ષત્રીના શુદ્ધ લોહીના વીર્યનું બીજ રોપવું,
વીર વિક્રાળ લાખોનું સૈન્ય તે ક્ષાત્ર્ય રાજ્યનું
લઇ આપણી ગર્વી આ ભૂમિમાં ચઢી આવવું.
શત્રુનાં પાપ સંભોગે આંધળાં હતવીર્યનાં
સૈન્યનાં જીર્ણ ટોળાંને યુદ્ધમાં કાપી નાંખવા,
જીતીને આપણું છત્ર મેવાડી રાજ્ય ગાદીમાં
બેવડા રાજ્યના જોરે સોભાશે કીર્તિ પુંજમાં.
બાપુ ! આવી પ્રયુક્તિમાં ટેકને વીર્ય આપણાં
રાણાના કૂળને છાજ્યાં લેખાશે સર્વ સૃષ્ટિમાં.

પ્રતાપઃ—( પટાવતોભણી જોઇ )

કહો વીર તમારી શી સૂચના આવિ યુક્તિમાં
પ્રતિજ્ઞા આપણી ઉગ્ર વિચારો સ્થિતિ સાથમાં;

વીર આ ગઢવી યોદ્ધો રાજ્યનો વૃદ્ધ થાંભલો
દૃષ્ટિમાં દીર્ઘ જાણીતો રાજ્યની ભક્તિથી ભર્યો.

પટાવતો:—

આપણે ને ભૂમિમાં આ વસેલા સર્વ પ્રાણિએ
ભિષ્મ સ્વાતંત્ર્યની લીધી પ્રતિજ્ઞા પ્રાણ અંતમેં
પૂર્ણાહુતી પ્રતિજ્ઞાની લાવતાં યુક્તિ જે કરી
શત્રુનું કાળજું ફાટે લોહી માંસે વહે નદી
મ્લેચ્છનો વંશ ત્રાસીને ક્ષત્રીથી નાસતો ફરે
કદીએ ના જુવે સામું આપણી ધર્મ ભૂમિ મેં
યુક્તિ તેજ થશે ગ્રાહ્ય આપણા વંશને પછી
રાણાની વીર આજ્ઞાને નામીએ શિરને નમી.

પ્રતાપ:—

આપણી પુણ્ય આશાને પૂરશે જગદીશ્વર
મ્લેચ્છનું મૂળ કાઢીને વર્ષશે શાન્તિનું જળ.
તોય ! ( મેવાડની ભૂમિને )
હાય ! કેમ ખમાશે આ ઉંડો જખ્મ વિયોગનો
વ્હાલી વીર જનેતાનો મેવાડી ભૂમિ ! તાહરો !
જન્મથી વીર્યનું પાન કરાવ્યું માત તેં મને
ગયા જે વીર પુત્રોની વીર્યની વ્હાલી વાતમેં.
રમાડી રાતને દા'ડો કાઢયો આ જન્મ માહરો
તેજ પ્રાણે જીવાડયો જે વ્હાલી આ દેહ તાહરો !

મ્હાડ આ અરવલ્લીના ડુંગરા ખીણુના ભયા
સૃષ્ટિના ગર્વ સૌન્દર્યે આનંદે મનમોહતા
તેમની કંદરાઓમાં આથડી આથડી વને
દેખાડયું રૂપ તારૂં તેં રમાડી પુત્રને મને!
આનંદે નાચતો જોઇ માત મેવાડ હું તને
મારા આનંદને જોઈ હર્ષે પુષ્ટ થતી તને!
આવા અન્યોન્ય આનંદે આપણે હર્ષમાં રમ્યાં
જંખતાં રોજ નિદ્રામાં પ્રેમનાં દિવ્ય દુઃખડાં!
ન્હોતું ભાન હતું ત્યારે આવો કૈં કાળ આવશે
ભેળાં એક હૃદે આવાં આપણુંય રડાવશે!!
અને એ દુઃખના ત્રાસે મોંઘા મેવાડ લોહીનાઃ
ધોધની કાળ ધારાએ નવાડયા વીર ડુંગરા,
હલ્દીઘાટ તણી ખીણો માંસ ને રૂધિરે ભરી
ત્હોય તે દુઃખના સામું જોવાનુંય ફરી ફરી!
(જરા ધૈર્ય આણી)
દૈવે જો દુઃખ દેવાનું હઠીલે મન ધારિયું
વીર માતા દુખો વેઠી સુખમાં નિત્ય મ્હાલવું.
અમે આ તાહરો દેહ પુણ્ય ને શુદ્ધ રાખીને
લાવશું દુઃખ વેઠીને આજ પુણ્ય સ્વદેશમેં.
રકતથી રંગી તલ્વારે શત્રુના સૈન્યને હણી
સ્વાતંત્ર્ય વીર ભૂમિનું સ્થાપશું આવતાં ચઢી.

આજ તો દુઃખ અશ્રુને ગાળતાં વંદીએ તને
આવતાં હર્ષ–આંસુથી ન્હાવું છે માત આપણે.

જેચંદઃ—

ક્ષમા રાજ ક્ષમા યાચું ક્ષમા વીર્યનું ભૂષણ
વીર્યમૂર્તિ મહારાણા સાથ રાખો અનુચર.

ધર્મપાળ દેવદૂત ( આકાશમાર્ગે ) :—

અરેરે ! દીન આવ્યો શું જોવાનો અશ્રુ ઢાળતાં
પ્રાણથી પણ વ્હાલાંને ધર્મ માટે જુદાં થતાં !
વીર આ ભૂમિના વીરો દુઃખમાં આંસુ ગાળતા
જન્મ ભૂમિ ત્યજી જાતાં શર્મે શું નીચું ઘાલતા !
શત્રુને લાજના માર્યા સૂર્યથીય છુપાવતા !
હાય ! આ હાંફતા ચાલે ક્રોધને દુઃખના ભર્યા !
ચાલતાં પ્રેમ–ચિંતામાં થરૂથરી પગલાં ગણે
લૂછતાં આંખનાં અશ્રુ મેવાડે દૃષ્ટિને ભરે !
ધર્મના વૃત્તમાં આવું દુઃખ આ સૃષ્ટિમાં દીઠું
સૂર્યનું પુત્રપીડાએ તેજસ્વી મુખડું ફિકું !
હાય ! તારી કળાઓમાં દેવ આ દુઃખ ક્યાં લખ્યું
પુણ્ય મેવાડ ભૂમિમાં શીદને મારૂં આવવું !
ધર્મનો જો હશે આવો કારી કેર હમેશનો
પ્રભુ શે ? રક્ષવા મુકયો ધર્મ આ વિણુમુલ્યનો !

---

## સર્ગ ૩.

---

**ભામાશાઃ**— ( મોટેથી બોલતો )

થોભો વીર જરા થોભો માત મેવાડ આંસુડે
ન્હાડની ખીણ પૂરીને પૂરમાં સર્વ લોકને
તાણતી દુઃખ દેખીને આપણું અવધ્રીવનાં
રાંકડી આ પ્રજાનાં ને વીર વ્હાલા સુપુત્રનાં.
કોની ઓથ મૂકી ચાલ્યા એકલી વૃદ્ધ માતને
કોના છત્ર તણી છાંચે પ્રજાને બાંધી છાંયડે ?
રાણે ન્હોતું કદી ર્‌હેલું પ્રજાના સ્નેહની પ્રતિ
હૃદે હાય ! કર્યું આવું કઠોણું વજ્રના થકી.
બાપુ ! વીર સહે દુઃખો દુઃખના સહવાસથી
પ્રજા તો બાપડી ત્રાસે સ્વપ્ને દુઃખ દીઠું નથી.
રાંકડી અન્ન છોડીને નારી ને બાળકો સહી
આંખમાં આંસુ લાવીને સાંભળ્યું આમ જ્યારથી
છૂટે મોંઢે રડે, રાણા તુર્કને શર્ણ મૂકીને
જતાં લાજ લગારે ના લાગે મેવાડ વંશને ? !

**પ્રતાપ** ( મનમાં ):—

હાય હાય દુખી શબ્દો મર્મનાં સ્થાન ભેદતા
સાંભળી સાંખવાનાય આવ્યા દીન પ્રતાપના !

પ્રજાનો આર્ત પોકાર સુંસરો હૃદમાં પડે
સાંકળે નુંધિયો હસ્તી ત્રાડ પાડી મને રડે!
દૈવનો કેર કારી આ શીદ જીવાડતો મને
જીવાડ્યોતો અરે શાને ખુટાડયું સૈન્ય તેં રણે!

ગઢવી:—

પ્રજાનાજ વિનોદાર્થે રાણો પ્રાણ ધરી રહ્યા
ત્હોય વૃદ્ધ વદો શાને શબ્દ આ મર્મ ભેદનો ?
સામગ્રી યુદ્ધમાં આવી જુવો છો આજ સાજમાં
મેવાડના વીર રાણાની છોડતાં કૈંક આશમાં

હાલમાં આપણી ધર્ણી, સૈન્યને પૂર જોસમાં
લાવીને આવતાં પાછા શત્રુનું દળ કાપતાં
આપણી જન્મ માતા ને પ્રજાને ગાઢ ભેટતાં
રાણાનું છત્ર સ્થાપીશું ધૈર્યે કાળ અનંતમાં.

ભામાશા ધૈર્ય ધારીને કૈંક કાળ વિતાવશો
ધૈર્યનું ફળ મીઠું છે પ્રજા શાન્ત પમોડશો;
પ્રજાનું દુઃખ ચીરે આ રાણાનું હૃદ કુમળું
તોય તેજ પ્રજા અર્થે વજ્રશુ કઠિણું કર્યું !

પ્રતાપ (આવેશમાં):—

છોડ હે ! ગઢવી તારી યુક્તિયો ધૈર્યની બધી
કા'ને કેમ શુણું જાયે પ્રજાની બૂમ દુઃખની!

હાય ! હાય ! હૃદે મારૂં ધૈર્ય તે ના હવે ધરે
એકલે હાથ સંગ્રામે ઘૂમવા શત્રુ સૈન્યમેં
તલ્પીને ઉઠતું આવી વૃદ્ધની વાણિ સાંભળી
વીર મારી પ્રજા દુઃખે યોદ્ધાનાં મર્મ ભેદતી !

ભામાશા:—

એકલે હાથ શે બાપુ ? પ્રજા મેવાડની ગણી
બાયલી શું ? જહીં પાકી વીર વંશની આવળી !
બીર એજ ધરા માંહી મોજુ બીજ હશે કદી
રાણા શું આ વદોછો જે શર્માવે કૂખ માતની ?
પ્રજાની રિદ્ધિ સિદ્ધને પ્રજાનાં બાળકો બધાં
દેશને રાજ્યનાં સર્વે વીર મેવાડ ભૂમિનાં,
દેશના દુઃખના કાળે પ્રજાની સુંદરી બધી
તેય શસ્ત્ર ધરી હસ્ત સંગ્રામે કાળના સમી.
વિત્ત જે દેશમાંથી આ એકઠું રાજ્યના બળે
ન્યાયને શાન્તિની છાંયે પ્રજાએ સંઘર્યું કળે
દેશને અર્થ ખર્ચાયે સ્વાર્થે એ વિત્તનો સરે
શત્રુનાં હૃદ કંપાવી દુઃખનાં અશ્રુ નીતર્યે,
ધિક્કર એ વિત્તને જો તે આવે કાળ ઝરે નહિ
દેશને રાજ્ય સેવામાં વિત્ત ન્હૈ ઝેર તે સહી
ચુસી દુષ્ટ મરે સ્વાર્થી પાપના ભારને વહી
સૃષ્ટિના તુચ્છકારે તે જીવતાં મરશે ઝુરી.

વીરની આ ધરિત્રીમાં એક એવો નથી કદી
દેશ સ્વાતંત્ર્યને અર્થે પ્રાણુ દેતાં હઠે જરી.
બાર વર્ષ લગી રાખો લાખોનું સૈન્ય વીરનું
ખર્ચને અર્થ રાણાજી લૂંઠો ભંડાર ભામનું,
વિત્ત એ રાજ્યસેવાની સામગ્રી હર્ષથી કરો
વૃદ્ધ ભામા તણું હર્ષે હૃદે આ રાજવી ભરો !
પ્રજાની લક્ષ્મિની રેલ દેશના ચર્ણ સ્પર્શથી
પવિત્ર આજને દ્હાડે રાણાજી હાથથી કરો,

ધર્મપાળ દેવદૂતઃ—

અહા ! દેવ જુવે સ્થંભી વીર મેવાડ દેશમાં
વીર્યનાં પૂતળાંનો આ દિવ્ય સંસાર સ્વર્ગમાં !
ધન્ય આ દેશની ભૂમિ રાણો વીર પ્રતાપ છે
વીર સર્વે અહા ! સૃષ્ટિ પ્રજા જ્યાંન પ્રવીર છે !
ધન્ય જ્યાં આ ત્રિપૂટીનો સ્વર્ગી સંયોગ થાય છે
ઉદ્ધારે ધર્મને જાતે સ્વર્ગનું સ્વર્ગ આજ છે.

પ્રતાપઃ—

વ્હાલા ભામા રણે રાખ્યો રંગ તે રજપૂતનો
આવ ભેટ મને હર્ષે સુખાળો જન્મ તાહરો.
આપણી જન્મ ભૂમિને આખા આર્યપ્રદેશને
આર્યના ધર્મ વ્હાલાને સાચવ્યો અંતને સમે.

વ્હાલા વીર વળો પાછા શસ્ત્રને સજ્જ સૌ કરો
ઉછળી શત્રુના સૈન્યે વાઘ જેવા તુટી પડો.
માંસ ને રક્તનો નિશ્ચે નાશ આ સૃષ્ટિમાં લખ્યો
આત્માની દિવ્ય જ્યોતિમાં મૃત્યુ દેહ પ્રજાળતો.
આપણી રાજ્યધાનીના કાંગરે બાથ ભીડજો
ખડ્ગની તીક્ષ્ણ ધારેથી તુર્કનું હૃદ ચીરજો,
હલ્દીઘાટ તણું વીરો વીર્ય સંભારજો તમે
ચંદાવતી મહારાજ્ઞી ઘૂમેલી યુદ્ધમાં ગઢે.
રાણાની જાત જો વ્હાલી બચાવો યુદ્ધમાં પડી
પ્રતિજ્ઞાને કરો પૂરી આવે જન્મ નહી ફરી.

ધર્મપાળ દેવદૂત:—

અહા ! આ જોઉ મંડાયું વીરનું યુદ્ધ કારમું
કોમલ્મીર તણા કોટે દેખાતું છત્ર રાજનું.
હસ્તમાં ખડ્ગ ઝાલીને વીર્યની મૂરતી સમો
રાણાનો કાળ ઘોડો આ યુદ્ધમાં ધસતો જતો,
આગલી હારમાં જૈને શત્રુનાં ધડ કાપતો
લોહીની ઉડતી છોળે દેહને લાલ રંગતો !
અહા આ ઘોર ગર્જીને જીવને વેગળો મૂકી
ચંદાવતો પટાધારી અગ્નિની લ્હાયની મહી
જોસભેર ધસ્યા જાય લાખોને કાપતા જતા
ભાલાના ભોંકની સાથે વીંધીને શત્રુ મારતા

ધન્ય આ વીર યોદ્ધાના કારમા યુદ્ધની મહી
તુર્કના લોહીની ધારે તણાતાં શબ જોરથી
સૂર્યની શું ધ્વજા પેલી શત્રુના લોહાની ભરી
કાંગરે ઝાલિને ઉભો વીર મેવાડનો ધણી ! !
અબદુલ્લા તુર્ક સેનાનો નાસતો જોઉં ત્રાસથી
હાય ! હાય ! મુખે બોલી ઊગર્યો કાળ હાથથી.
તોપ ગોળા પડયા મૂકી નાસતો પ્રાણ લેઇને
અને આ કારમી રાડ ત્રાસની વળી ક્યાં પડે ?
દૂર આ મારી દૃષ્ટિમાં વેગળો ગઢ જોઉં હું
મચ્યું શું આ રમસ્તાન ક્ષત્રીને તુર્ક યુદ્ધનું
તોપના ગડ્ગડાટે શું ધ્રુજે આ ધુમ્ર જાળમાં
કાંગરા ગઢના ઘેર્યા રજપુતે રણ યુદ્ધમાં
કપાતા વીરની રાડે ભર્યું વેરાન ત્રાસમાં
ઠેકતા વીર યોદ્ધાઓ વ્હાલાંનાં ધડ ક્રોધમાં
કોમલ્મીર તણી વ્હાર આવતી પૂર જોશમાં
જોઇને વીર ભાયાતો ભાંગતા દ્વાર લોહનાં.
વીર્યને રાજ ભક્તિની આગળે શું ટકી શકે
તુર્કની તીડ સેનામાં પડ્યું ભંગાણ સ્હેજમેં !
હાય ! આ નાસતા જોવા તુર્ક વિકાળ યુદ્ધમાં
આંધળા બાવરા બ્હીન્યા ત્રાસે ફૂટ્કેલ જીવનાં !
સુવેલા વીરના લોહી માંસની વ્હેતી નીકમાં
ખીણમાં તુર્કનાં ટોળાં ભમે પિશાચ રૂપમાં !

હાય ! આ ત્રાસથી કંપી હૃદે ફાટ રડે ઘણી
મ્લેચ્છના વીર યોદ્ધાની એકલી અંગના પડી !
જોત જોતાં કરી હસ્ત કાંગરે કોટને ઉડે
પ્રતાપી ભગવો ઝુંડો રાણાના યશ કુંડમેં !
જીતની ગર્જના ગર્વી ચારે દેશ ફરી વળી
મ્લેચ્છનું સૈન્ય નાસે શું ખાલી મેવાડને કરી !
અહા આકાશથી જોતાં ગર્વી આ વીરની ભમિ
ફરીને વીર યોદ્ધાને તાજમાં ઘાલી શોભતી
ઉંચા આ અરવલ્લીના દુર્ગને કાંગરે ચઢી
ધર્મની આ પતાકાને હાથમાં દૃઢ દાબતી,
વીર્યની મૂર્તિને વંદી ગર્જતી જય ઘોષણા
हयखड्गप्रसादेन वीरभोग्या वसुंधरा !

ગઢવીઃ—

ધન્ય ધન્ય પ્રતાપીઓ ધન્ય મેવાડબાળકો
ધન્ય વીરજનેતાને ધન્ય આ દિન આજનો.
સુખનો સૂર્ય સોનાનો ઉગતો હર્ષમાં કુદ્યો
તેજસ્વી બાળકીર્ણોએ પુત્રઅંગ લપેટતો.
ધન્ય આ સૃષ્ટિની લીલા કુંપળી મંજરી ભરી
વીરની આજ સેવામાં સુગંધી વાયુ ઢોળતી.
આજના દિનના હર્ષે સ્વર્ગમાં દેવ ગર્જતા
દુંદભી નાદ ગાને આ સૂર ગાંધર્વ પૂરતા !

પ્રતાપઃ— ( વંશસ્થ ) ( ભામાશાને )

નમે તને વીર સ્વદેશભક્તિના
પ્રસિદ્ધ આ પ્રાણુથી માતૃ પૂજતા
સ્વદેશની સુંદર મૂર્તિ પ્રેમની
ધરી તમે ભામ ! વણિક્‌શિરોમણી,
સ્વદેશની કીર્તિ વધારી સો ઘણી
ગણી સગર્વે અતિ હર્ષથી ભરી
ઉભી અહીં રાજયની લક્ષ્મી આ બધી
વધાવવા પુષ્પની અંજળી ભરી.

સ્વર્ગમાં દેવગણુઃ— ( અનુષ્ટુપ્ )

પુષ્પથી આ વધાવે છે સ્વર્ગનું દેવમંડળ
વીરની આ ત્રિપૂટીનું સ્વાતંત્ર્ય રો' અખંડિત

દીલ્હીનો હજુરીઃ—

ધન્ય ! આ પુષ્પવૃષ્ટિની સાથે સ્વાતંત્ર્ય રાજયનું
રાખવા દીલ્હીના શાહે ફરમાવ્યું વીરભૂમિનું !
પ્રતાપી રાજ તારા આ વીર્યના ઉગ્ર તેજથી
અંજાયા દીલ્હાનો રાજા સૂર્યવંશી પ્રતાપથી.
વીર્યની મૈત્રિમાં સાથે જોડાવા મોકલ્યો મને
અને આજ્ઞા કરી સૈન્યે છોડે મેવાડ દેશને,
કહ્યું છે વ્હાલમાં એણે મોઘું સ્વાતંત્ર્ય સૂર્યનું
રહો તે વીર્યમૂર્તિનું પુણ્ય કાળ અનંતનું,
અને આ મિત્રની ભેટે મોકલ્યું હૃદ તેમનું
વીર્યને છાજવા રાણા ખડ્ગ આ અણમુલ્યનું

પ્રતાપઃ—

મિત્ર આ હર્ષનો દા'ડો સાંભળી આંખ અશ્રુથી
આજ ઘેરાય છે મારી જોઇ આ વૃત્તિ શાહુની.

ઔદાર્ય વિર્યનું આજે હૃદેથી ઝરતું જતું
શોભાવે શસ્ત્રને એના વીરનું મન મોહતું.

રહો એ વીરની લક્ષ્મી રાજ્યની નિર્દોષિણી
રાજ્યના ધર્મને ધારી શાન્તિ સર્વત્ર રેલતી

શાહુને આટલું કહેજે દૈવની શુદ્ધ બુદ્ધિએ
આર્યનું રાજ્ય સોંપ્યુ છે વીર્યનું પાત્ર જાણીને

હાથમાં તાહરા વીર સાચવી રાખજે સદા
રત્નની પેઠ એને ને દૈવને દુઃખ ઘેરાયા

વીર આ ભૂમિના ક્ષત્રી ના ચાલ્યે છેવટે નમ્યા
રાજ્યવંશી નમ્યા તોય આત્માની ઉચ્ચતા ભર્યા

રાજ્યના માનને યોગ્ય શાણા દીલ્હી ભુપાળના
વીર્યની સાથ શોભામાં શોભશે રત્નના સમા

દીલ્હીના તાજના તેજે પૂરશે પૂંજ જ્યોતિના
આર્યની પૂણ્ય કીર્તિના ફીકા એ દીવડા પડયા!

વીરનો ધર્મ વ્હાલો એ વિસારીશ નહિ જરા
ધર્મ વીણુ ધર્યું વીર્ય આંધળું વિશ્વ દુઃખદા.
રાજાનો જન્મ હે વીર! જગતના સુખ કારણે
સૃષ્ટિમાં ઇશ્વરી અંશ રાજા છે ધર્મ ધારણે.
રાજાનાં જન્મ ને પ્રાણ પ્રજાનાં વિત્ત સર્વએ
રાજાનું રાજ્ય સર્વસ્વ, પ્રજાનુંજ કુટુમ્બ છે.

જીંદગી રાજની આખી પ્રજાનાં શુભ ચિંતનાં
ધન્ય જે ગાળતો રાજા સ્વાર્થ સર્વ વિસારતાં
પ્રજાની ઉપરે તારી સમાનાંશે સરી જતી
ચંદ્રની જ્યોતિના જેવી આનંદે બળ આપતી
ગર્વી ને મીઠડી દૃષ્ટિ ઇશ્વરી અંશની ભરી
વર્ષતી રાખજે મિત્ર એજ છે પુષ્ટિ આપણી.
ધર્મના પંથની પાર રાજાનો ધર્મ એક છે
દિવ્ય તે સૃષ્ટિકર્તાના હૃદેનો અવતાર છે
તેથી તું તારી દૃષ્ટિમાં દોષ ના કરતો કદી
લેશ વૈશમ્યનો જાણી ઉચ્ચ આ વૃત્તિ તાહરી.
રાજા તું ને પ્રજા તારી ભિન્ન એ બેઉ સ્થાન છે
રાજાને સ્થાન મુકયો છે ઈશ્વરે પાત્ર જાણીને,
રંગ ભોગ તણા રાગે પ્રજાના પાપમાં પડયો
જાણુશે ઇશ સૃષ્ટિનો ઇન્દ્રીના ભોગમાં સડ્યો
તાણુશે ઉચ્ચ સ્થાનેથી ખેંચીને પાડશે તને
સૃષ્ટિના ધર્મ તત્વોનું રાજ્ય છે સર્વ કાળ મેં;
સ્થાપશે રાજ્ય પોતાનું માનુષી સૃષ્ટિનું નહીં
ચાલશે ત્યાં કશું તારૂં નિશ્ચે એ માનજે સહી.
શાહ તું એક રાજા છું રાજ્યનું દિવ્ય સ્થાન છે
વિસારીશ નહીં સત્ય જણાયું સર્વ દેશમેં.
ધર્મને નીતિને માર્ગે ચાલીને તું ચલાવજે
પ્રજાને ઇશ્વરે આપી વ્હાલે રંગ રમાડજે.

આપણી મૈત્રિને પ્રેમે પ્રાર્થું ઇશ વધારજે
સ્વાતંત્ર્ય શાન્તિની છાયે લક્ષ્મીને ઉભરાવજે.

વીર હે વીરભૂમિના બાપાના પુણ્ય વંશના
ગજાવી સૃષ્ટિને સારી કરી આ વીર્ય ઘોષણા
ગાજતી પુણ્ય કીર્તિથી ગર્વિણી આ વસુંધરા
ગર્વમાં જોતી આકાશે સ્વર્ગની ગણી તુચ્છતા!
ધન્ય આ દેશની ભક્તિ ધન્ય આ સ્વાર્થ-અર્પણ
ધન્ય આ શુદ્ધ આત્માની જ્યોતિનું દિવ્ય દર્શન!
કોણ આ સૃષ્ટિમાં એવો મૂઢ જે સાંભળી તને
નીચને પાપનો પીંડ સ્વાર્થનો ભાર ભૂમિને
ગર્વમાં નાચી ન્હૈ ગાશે દેશને દેશભક્તિનાં
ગાન જે ગાજતાં તેં આ કર્યાં વીર પ્રતાપનાં,
કવીની કોમળી વાણી વિશ્વના અંતની સુધી.
ગાન આ કીર્તિનાં ગાશે હૃદે પ્રેમ ભરી ભરી;
કાળના દંષ્ટ્રમાં જો કે ચવાશે સૃષ્ટિ સર્વ આ
કવીની ભારતીમાં તું જીવતો વીર સર્વદા.
પ્રાતરે પ્રેમમાં ઉઠી ઊગતા સૂર્યની ભણી
સૂર્યની આ પ્રસાદીની અંજળી વીર ભક્તિની
દેશને અર્થ પીતાં જે દેશની ભક્તિમાં નમી
"મારો દેશ" કરી ગાશે કીર્તિ આ પુણ્ય ઊજળી
તેજ જન્મી જીવી જાણ્યો ધર્મની ધરણી મહીં

કવીનું હૃદ લૂંટીને રેલતો ધાર પ્રેમની.
દેશનો શબ્દ ના આવ્યો મુખે "મારો" કરી કદી
હાય તે પાપીના કર્મે લખ્યું કંગાળ વૃત્તિની
જીંદગી ગાળતાં ખૂણે છોડવા પાપી દેહને
એકલો આવી જવાનું ઘસીને હાથ પાપમેં !
વીર આ તારી વૃત્તિની વાસ આ દેશમાં વહો
દેશનાં પુત્ર પુત્રીનાં હૃદે એ ભક્તિથી ભરો
હીમથી છેક લંકાની ધાર ને બંગદેશથી
સિન્ધના કાંગરાઓમાં ગર્જના ઐક્ય ધર્મની
ગાઢ ગંભીર ગર્જીને આત્માના નિત્ય સત્વને
પૂરો નિર્ભેદને વીર્યે અભયના અતુલે બળે.

શાર્દૂલ.

જેણે આર્ય સમસ્ત ઉત્તમગુણે ચારિત્ર્યના દર્શને
દીપાવ્યા અવની તળે અભયની કીર્તિ ધ્વજા ફર્ફર્યે
જાતે વીર બળિષ્ઠ રૂષ્ટ રમતા જેણે કર્યા આપણા
પૂર્વે પ્રેમ ભરેલ ભીનિ નજરે સંસારને સિંચતા,
જેની ભવ્ય બળિષ્ઠદૃષ્ટિ સરવે આનંદમાં રાખતી
સૃષ્ટિના વિસ્તાર તારપર જ્યાં અંગૂલિયો નાચતી
તે બ્રાહ્મી સ્થિતિ દિવ્ય આ ઉછળતા દુઃખાર્ણવે ડુબતા
ઉદ્ધારો અમદેશને ભગવતિ શક્તિપ્રદા દેવતા.

## આ ગ્રંથકર્તાનાં પુસ્તકો.

---

વૈદેહીવિજય ( એન. એમ. ત્રિપાઠીની કુંપની.) ૦–૯–૦

કુસુમાંજલી ( કાવ્ય ) છપાય છે.

સ્વદેશી હીલચાલ (વડોદરાની બંધુસમાજ પાસેથી) ૦–૧–૦

શિક્ષકનું કર્તવ્ય (વડોદરાના શિક્ષકમંડળ પાસેથી) ૦–૧–૦

---

# મૈત્રેયી.

---

વૈદિક કાળમાં આપણા દેશની સ્ત્રીઓની સ્થીતિ કેવી ઉત્તમ હતી અને તેઓ કેવા વિચારો કરી શકતી એનું અસરકારક રીતે વર્ણન આ પુસ્તકમાં કરવામાં આવ્યું છે. એ કાળના સંસારિક રીત રીવાજોનું પણ એમાં ધ્યાન કરવામાં આવ્યું છે. પુસ્તક રૌયલ ૧૬ પેજી ૮૦ પાનાનું છે છતાં એની કિંમત માત્ર ૦–૧–૦ એક આનો રાખવામાં આવી છે.

## હાલના જમાનાના દરેક ભારત સંતા-નને અવશ્ય રાખવા લાયક ઉત્તમ માસિક

# ઉદ્બોધન.

### ચાર ફોર્મનું, લવાજમ માત્ર રૂ. ૧.

જેમાં હાલની વિવિધ પ્રવૃત્તિઓના અનેક વિ-ચારશીલ લેખો આપવા પ્રયત્ન કરવામાં આવે છે. સ્વદેશજનતા એ તેનો આત્મા છે વ્યવસ્થાપકો કેવળ સ્વદેશ સેવાથીજ કામ કરે છે અને તેમાંથી નફો પ્રાપ્ત કરવાનો તેમનો આશય નથી. સુંદર અક્ષર તથા સારા કાગળોમાં છપાય છે. ભાદ્રપદ માસના અંક સાથે શ્રી. તિલકની સુંદર છબી આપવામાં આવી છે. અને લવાજમ જેઓનું આવતું જાય છે તેમને મેવાડના મહારાણા પ્રતાપની રમ્ય છબી આ-પવામાં આવે છે.

ચાર ફોર્મનું છતાં તેનું વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦ છે. પોષ્ટેજ જુદું. અમદાવાદ.

રીચીરોડ, ઉદ્બોધન ઓફિસ.

